ના. સરકારે ઇનામ માટે મંજુર કરેલું છે.

# શ્રીકૃષ્ણ-જીવન.

લખનાર

જીવનલાલ અમરશી મહેતા.

કિંમત છ આના.

( સરકારની મંજુરીથી )

આ પુસ્તક ના. સરકારે ઇનામ માટે મંજુર કરેલું છે.

# શ્રી કૃષ્ણ-જીવન.

## ( ભાગવત ધર્મ. )


લેખક તથા પ્રકાશક

જીવનલાલ અમરશી મહેતા; ( અમદાવાદ ).

" મહારાજા અશોક ", " જીવનચરિત્ર વિંદ ઇનામી નિબંધ "

" ધર્મનો જય ", "સત્યભામા", "વિકૃતબુદ્ધિનો વિવાહ",

" ઘરસંસારનો અનુભવ ", વગેરેનો લખનાર.





ત્રીજી આવૃત્તિ.] સંવત ૧૯૭૪. સને ૧૯૧૮. [નકલ ૧૧૦૦.

શ્રી 'સત્યવિજય' પ્રિન્ટિંગ પ્રેસમાં શા. સાકળચંદ

હરીલાલે છાપ્યું. પાચકુવા—અમદાવાદ.


કિંમત પાંચ આના.

૫

# અનુક્રમણિકા.

# પ્રસ્તાવના.

---

શ્રીકૃષ્ણના જીવનચરિત્ર વિષે વિવિધ દષ્ટિથી લખાયેલાં અનેક પુસ્તકોમાં આ એકનો ઉમેરો કરતાં જણાવવું આવશ્યક લાગે છે કે, આજ સુધીમાં 'કૃષ્ણચરિત્ર'ને લગતાં જે પુસ્તકો આપણી ભાષામાં થયા છે તે સર્વ કરતાં, આ પુસ્તકમાં એ પૂર્ણાવતાર મહાત્માની વાસળીના મોહક અને મધુર સૂરનું–ભાગવત ધર્મનું–મનુષ્યજીવનના કર્તવ્યપ્રદેશનું–નવીન દષ્ટિબિન્દુથી દર્શન કરાવવામાં આવ્યું છે.

સુપ્રસિદ્ધ, સમર્થ બંગાળી લેખક બાબુ નવીન ચન્દ્ર સેને પોતાના અપ્રતિમ બુદ્ધિસામર્થ્યવડે, આપણી હાલની સ્થિતિને અનુકૂળ અને લોકશ્રદ્ધાને પાત્ર થાય એવી રીતે જનસમાજને આર્યધર્મના પ્રોજ્વલ સ્વરૂપનું દિગ્દર્શન કરાવવાના ઉદ્દેશથી "રૈવતક", "કુરૂક્ષેત્ર" અને "પ્રભાસ" એ ત્રણ કાવ્યો બંગાળીમા લખ્યાં છે. જનસમાજની વિચારસરણિના પરીક્ષક—એ સમર્થ લેખક કૃષ્ણજીવનનું અવલોકન કઇ દષ્ટિથી, અને તેનું નિરુપણ કેવી રીતે કરે છે, ને ગુજરાતી વાચકોને કંઇક દર્શાવવાના હેતુથી આ રંક પ્રયાસ કરવામા આવ્યો છે. શ્રીયુત લક્ષ્મણ વિનાયક પરળકર બી. એ., એલ્‌એલ્‌. બી. એ ઉપર જણાવેલાં ત્રણ કાવ્યો ઉપરથી, મરાઠીમાં લખેલા પુસ્તકનો આ અનુવાદ છે. સ્વતંત્ર ચિરસ્થાયી વિચારો આલેખવાની અનુવાદકની શક્તિના અભાવે આ અનુવાદને ગુર્જર વાચકો યોગ્ય આદર આપશે એવી નમ્ર અભિલાષા છે.

બંગાળી ભાષાના કોઈ અભ્યાસી ગુર્જર વિદ્વાન્ બન્ધુ, આપણુ નવીન ચન્દ્ર સેનનાં એ સમસ્ત કાવ્યોને ગુજરાતીમાં ઉતારે તો આપણા સાહિત્યની કીમતી સેવા થાય, એવી આ પ્રસંગે સૂચના કરવી નિરર્થક નહિ ગણાય.

મર્મજ્ઞ વાચકો અને વિવેચકોની કસોટી ઉપર આ અનુવાદને મુકતાં જણાવી દેવું જોઇએ કે, સરળતા માટે બનતી કાળજી રાખવા છતાં, મૂળની ભાષાનું માધુર્ય, ગૌરવ અને લાલિત્ય તથા અર્થગાંભીર્ય સાચવતાં તેમજ વિષયની ગહનતાને લીધે, તે પૂર્ણાંશે બની જ શક્યું છે એમ મારાથી કહી શકાશે નહિ. વળી લાઘવશૈલિમાં લખાયેલા ગૂઢ પણ ઉદાત્ત વિચારોના સ્પષ્ટીકરણ માટે કેટલેક સ્થળે ટિપ્પણની પણ જરૂર જણાય છે. આ અપૂર્ણતા આ પુસ્તકનું અવલોકન કરતાં વિદ્વાન્ વિવેચકો ઓછી કરશે એવી આશા રાખી છે.

આ ભાષાન્તર કરવાની સૂચના કરી, પ્રેમપૂર્વક મરાઠી પુસ્તક આપવા માટે ' **मासिक मनोरंजन** ' પત્રના અધિપતિ ને મારા સ્નેહી રા. રા. કાશીનાથ રઘુનાથ મિત્રનો હું આભારી છું. તેમજ આ અનુવાદનો અમુક અમુક ભાગ તપાસી ઉપયોગી સૂચનાઓ કરી, પ્રોફેસર સાંકળચંદ જે. શાહ, કુસુમ અને સાગર એમણે પણ મને આભારી કર્યો છે.

સંવત્ ૧૯૯૫. વિજયાદશમી. } **જીવનલાલ અમરશી મહેતા.**

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

આ પુસ્તકની પહેલી આવૃત્તિની નકલો થોડી જ મુદતમાં ખલાસ થવાથી તેમજ ઘણાઓને આ પુસ્તક પસંદ પડેલું જણાવાથી આ બીજી આવૃત્તિ છપાવવામાં આવી છે. આ આવૃત્તિમાં ખાસ કાંઈ ફેરફાર કરવામાં આવ્યો નથી.

બંગકવિ નવીન ચંદ્ર સેનનાં ઉર્ધ્વગામી કલ્પના મિશ્રિત કાવ્યો ઉપરથી લખાએલા આ નાના પુસ્તકમાં શ્રીકૃષ્ણનું સમગ્ર અને ક્રમબંધ જીવન આમાં આવતું નથી; પરંતુ એ મહાત્માના જીવનમાંના કેટલાક છુટક છુટક પ્રસંગો ઉપાડી લઈ, તેની ઘટના કવિએ કલ્પના-સૃષ્ટિ ઉપર કરી છે, અને તેટલા જ માટે આ પુસ્તકનું નામ "શ્રી કૃષ્ણ–જીવન ( ભાગવત ધર્મ )" એવું રાખવામાં આવ્યું છે. આટલા નાના પુસ્તકમાં એ પરમ શક્તિવંત મહાત્માનું સંપૂર્ણ ક્રમબંધ જીવનચરિત્ર કોઈ પણ રીતે આપી ન શકાય, એ સુજ્ઞોને વિદિત હોવાથી તેઓ એવી આશા ન જ રાખે; પરંતુ જો કોઈ એવી આશા રાખતા હોય તો તેમને પહેલી આવૃત્તિની પ્રસ્તાવના વિચારવાની નમ્ર પ્રાર્થના છે.

આ પુસ્તક ના૦ સરકારે શાળાઓમાં ઇનામ દાખલ આપવા મંજુર કર્યું છે.

સંવત્ ૧૯૬૬: રામનવમી. } જી. અ. મહેતા.

# અર્પણપત્રિકા.

ખેડૂતોના ખરા ખેરખાંહ, રાજા પ્રજાના હિતચિંતક,
ગુજરાતના સૌભાગ્યભૂષણ

**ઑનરેબલ મિ. ગોકળદાસ કહાનદાસ પારેખ,**

બી. એ., એલએલ્. બી.; હાઇકોર્ટ વકીલ,

**મુંબઇ.**

**મુરબ્બી શ્રી,**

આપની લોકમાન્ય વિદ્વત્તા, ગુજરાત અને ગુજરાતીઓ ઉપરની બન્ધુ-
તાની સ્નેહભરી ઉંડી લાગણી તથા કલ્યાણની સાચી શુભેચ્છાના
તેમજ રાજકીય, સાંસારિક તથા વ્યાવહારિક ઉદાર ચરિતના
સ્મરણ સાથે **समानशील व्यसनेषु मैत्री** એ ન્યાયાનુ-
સાર સ્વકર્તવ્ય, ભ્રાતૃભાવ, પરહિત, ઔદાર્ય, વગેરે
મનુષ્યધર્મના ઉન્નત દૃષ્ટિબિન્દુથી લખાએલું
ભારતીય મહાન્ મહાત્માનું આ સત્યધર્મ
બોધક "**શ્રીકૃષ્ણ-જીવન**" અત્યંત માન
અને આદર પૂર્વક હું આપને
અર્પણ કરૂં છું.

**અમદાવાદ:** રવિવાર
ભાદ્રપદ વદિ ૧૪, સંવત્ ૧૯૬૬.

આપનો અતિ નમ્ર સેવક
**જીવનલાલ અમરશી મહેતા.**

# આ પુસ્તક વિષેના થોડાક અભિપ્રાય.

**રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ, બી. એ., એલએલ. બી.** લખે છે કે, "કૃષ્ણે વેદના યજ્ઞમાર્ગના ધર્મને સ્થાને કર્તવ્યનો, પ્રેમનો અને ભક્તિનો માર્ગ પ્રવર્તાવ્યો, કુરુક્ષેત્રના યુદ્ધ-દ્વારા ભારતવર્ષનો ઉદ્ધાર કર્યો, આર્ય અને અનાર્ય પ્રજાઓને એક કરી, આખા દેશને નવું જીવન પ્રાપ્ત કરાવ્યું; એ સર્વ તેના જીવન-કાર્યનો સાર હૃદયંગમ રીતિએ આ પુસ્તકમાં આપ્યો છે. કૃષ્ણ, વ્યાસ, અર્જુન, સુભદ્રા, ઉત્તરા, બળરામ, દુર્વાસા, રુકિમણી, સત્ય-ભામા, ઇત્યાદિના કલ્પિત સંવાદો રચી તે દ્વારા આ સાર પ્રકટ કર્યો છે. આ નવીન શૈલીમાં ચારુતા રહેલી છે તેમજ ફલોત્પાદકતા રહેલી છે. આદિથી અંત સુધી પુસ્તક અતિ આકર્ષક બન્યું છે. વિચારો દર્શાવવા સંવાદના કલ્પિત પ્રસંગો રચવાની પદ્ધતિ પુરાણોમાં પણ ગ્રહણ થયેલી છે, અને કૃષ્ણના ઉપદેશ પ્રકટ કરવા માટે એવા અનેક પ્રસંગો કલ્પાયેલા છે. તેથી એવા બીજા થોડા નવીન પ્રસંગોની આ રચના સામે વાંધો લેવાનું કાંઇ કારણ નથી. અને, એ રચના જે રમણીય શૈલીથી આ પુસ્તકમાં ગુંથવામાં આવી છે તે એવી કલ્પના-ના ઉપયોગિતાનું સર્વ રીતે સમર્થન કરે છે. રા. રા. જીવનલાલના ભાષાન્તરમાં વિષયની મોહકતા અને ગૌરવ જળવાયાં છે, અને તે સાથે તેમની ભાષા સુગમતા અને સરળતાવાળી છે. તેમનો પ્રયાસ અભિનન્દનને પાત્ર છે.—"**જ્ઞાનસુધા**" સપ્ટેંબર, ૧૯૧૦.

**રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, એમ. એ., એલ્. એલ્. બી.,** મુંબઈ સ્માલકોઝ કોર્ટના જજ સાહેબ લખે છે કે,—"મી. જીવનલાલ એક એવા લેખક છે કે જેઓ પોતાની કલમ નવરી

પડવા દેતા જ નથી. તેમનું આ પુસ્તક ( શ્રીકૃષ્ણ–જીવન ) એ તેમના પ્રયાસનું એક નવીન ઉપયોગી ફળ છે. × × × જો કે આ ભાષાન્તરનું ભાષાન્તર છે, તોપણ મૂળ કાવ્યોનાં સૌંદર્ય તથા રસ તેની દરેક પંક્તિમાં જળવાયેલાં છે. આ ભાષાન્તર " વૈશ્યપત્રિકા " માસિકમાં ટુકડે ટુકડે પ્રસિદ્ધ થએલું છે. તે વખતે લેખક કોણ છે એ અમે નહિ જાણતા છતાં, પાંડવોના જીવનમાંથી કેટલાક બનાવોનાં અસરકારક ચિત્રો વાચક સમક્ષ રજુ કરવાના તેના કૌશલ્યથી અમારૂં ધ્યાન ખેંચાયું હતું. તુરતજ વૈધવ્યદશાને પ્રાપ્ત થએલી ઉત્તરા અને અભિમન્યુની વનમાતા શૈલજા વચ્ચેનો સંવાદ, તથા ઉત્તરા પોતાના પતિની ચિતા પાસે જઇ પોતાના ગર્ભમાંહેલા બાળકને બચાવવા ખાતર ચિતામાંથી થોડીક ભસ્મ લઈ પતિ સાથે સહગમન કરવાનું પોતાનું કર્તવ્ય કાલ્પનિક રીતે પૂર્ણ થએલું માને છે, એ બે પ્રસંગો આખા પુસ્તકમાં ઘણા ચમત્કારિક છે. પુસ્તકમાં શ્રીકૃષ્ણનું જીવનકાર્ય કાંઇક જુદી જ રીતે વાચકો આગળ રજુ કરવામાં આવ્યું છે."

—"મોર્ડન રીવ્યુ" માર્ચ, ૧૯૧૦.

**રા. સા. ગણપતરામ અનુપરામ ત્રવાડી** તા. ૧૦–૧–૧૦ ના પત્રમાં લખે છે કે,–" આપના 'શ્રીકૃષ્ણ–જીવન' ની પ્રત માટે ખસ ભાવથી આભાર માનવાનું કારણ એ કે, એ નાના લેખે મને બંકીમચંદ્રને ભૂલાવે એવો ઉચ્ચ આદર્શ આપ્યો છે. તેની મૂળ ભાષા અને ચિત્રપટને આપે આપની અકૃત્રિમ, સાદી અને મનોહર શૈલીવડે પૂરતો ન્યાય આપ્યો છે. અને જો કે હું આપને 'બુદ્ધિપ્રકાશ'માં આપના લેખોથી સારી રીતે જાણું છું પણ આ પુસ્તકે મારી આગળ તમને બહુ ઉચ્ચરૂપે પ્રત્યક્ષ કર્યા છે."

# શ્રીકૃષ્ણ–જીવન.

## પ્રકરણ ૧ લું.

### પૂર્વસ્મૃતિ.

અર્જુન કહે છે, "કૃષ્ણ, માણસો પોતપોતાના વિચારને અનુસરી આપના ચરિત્રનું વર્ણન અનેક પ્રકારે કરે છે; પરંતુ આપની જીવનકથા આપના જ શ્રીમુખે સાંભળવાની મારી ઇચ્છા છે, તો મારો એ મનોરથ આપ પૂર્ણ કરો. આપની બાલ્યક્રીડા, યૌવનાવસ્થાનું વીરત્વ અને દેવત્વ વગેરે સર્વ અદ્દભુત વૃત્તાન્ત આપના જ મુખે સાંભળવાની મને ઉત્કટ અભિલાષા છે, માટે એ સર્વ અદ્દભુત કથા મને કહો."

કૃષ્ણ મંદ હાસ્ય કરીને બોલ્યા, "અદ્દભુત કથા! ખરેખર, પાર્થ, મારી જીવનકથા અદ્દભુત છે. શત્રુ અને મિત્ર પોતપોતાને અનુકૂળ રીતે વર્ણવી તેને વિશેષ અદ્દભુત બનાવે છે; અને વળી અંધલોકવાર્તાએ તો તેને અતિશય અદ્દભુત બનાવી દીધી છે. પરંતુ અર્જુન, આ વિશાળ વિશ્વમાં અદ્દભુત શું નથી? અસંખ્ય પરમાણુમાંથી એક પરમાણુ લઇએ અથવા અનંત સાગરમાંથી એક જલબિંદુ લઇએ, તેનું જીવન અદ્દભુત નથી કે? એ પણ આ

જ્ઞાનાતીત અને વિસ્મયકારક વિશ્વનું એક અંશ છે. આ મહા-સૃષ્ટિમાં એ પણ એક ગૂઢ અને અચિંત્ય કાર્ય કરવા માટે પ્રયત્ન કરે છે. આ વિશ્વમાં એવી એક પણ વસ્તુ નથી કે જેનું બીલકુલ પ્રયોજન ન હોય. આપણે જેને છેક તુચ્છ સમજીએ છીએ એવા ક્ષુલ્લક માણસના હાથે પણ આપણને અગમ્ય એવાં કેટલાંક કાર્યો થાય છે. આપણે જે કંઈ કરીએ છીએ તેનું પરિણામ લાંબો વખત ટકે છે. આપણે ભૂતકાળ આક્રમણ કર્યો છે અને ભવિષ્યકાળ આપણી આગળ છે. પાછળ જોઈએ તો ભૂતકાળની આરસીમાં ભવિષ્યકાળના જીવનનું પ્રતિબિંબ આપણને દેખાય છે. ત્યા આપણા કર્તવ્યની રેષા કેવી છે તે જોઈ તે પ્રમાણે જીવનનૌકા ચલાવવી જોઈએ. પાર્થ, આજ હું તને મારો ખરો ઇતિહાસ કહું છું, કે જેથી નિંદકોએ કરેલી મારી અયોગ્ય નિંદા અને મિત્રોએ વર્ણ-વેલાં મારા ચરિત્રમાંનાં વિચિત્ર વિધાન, સત્યના નિર્મળ પ્રકાશ-વડે નાશ પામશે.

" મારા જીવનકાવ્યનો આરંભ યમુનાતટે વૃંદાવનમાં થયો. પિતા નંદ, માતા યશોદા અને અમે બે ભાઇ-બલરામ અને હું. એ પહેલા અંકનાં પાત્રો. બાળપણમાં મારા સાંભળવામાં આવ્યું હતું કે અનેક પ્રકારના ભયથી ત્રાસીને ગોપગણો ગોકૂળ છોડી વૃંદા-વનમાં આવી વસ્યા છે. ગોવર્ધન પર્વતની તળેટીમા યમુનાતીરે વૃક્ષલતાથી સુશોભિત વૃંદાવનમાં મારી શૈશવાવસ્થા પૂર્ણ થઇ.

" બાલ્યાવસ્થાની જે વાત મને પહેલી સાંભરે છે તે એ કે મારી માતા સવારના પહોરમાં મારા વાળ ઓળતી, મને લુગડાં પહેરાવતી અને ખવરાવી, ચુંબન લઇ કહેતી, ' ભાઇ ગાયોને ચરા-

વવા લઈ જા.' મારા સોબતીઓ મને બોલાવતા, ગાયો સાંભરતી, અને હું બીજા ગોવાળીઆની સાથે ગાયો ચારવા ઘણા આનંદથી જતો. ગાયોનું ધણ આગળ ચાલતું, ને વાછરડાંનું ટોળું પોતાનાં નાનાં નાનાં પૂંછડાં ઊંચાં કરી માતાઓ પાછળ દોડતું. અમે બન્ને ભાઈ વાંસળી વગાડતા વગાડતા નાચતા કુદતા ચાલતા. સેંકડો વાંસળીઓ વાગતી ને સેંકડો ગોપશિશુ પોતપોતાનાં ધણ લઇને આવતા. આ પ્રમાણે ઉત્સાહભેર અમે વનમાં દાખલ થતા.

" નીલવર્ણના આકાશમાં પ્રાતઃકાળનો સૂર્ય વિરાજમાન થયા પછી યમુનાના કાળા પાણીમાં એક પ્રકારનું અપૂર્વ તેજ ચમકતું. શીતળ પવન વાય, સર્વત્ર સુવાસિત ફૂલોનો મઘમઘાટ પ્રસરી રહેતો. ગોવર્ધન પર્વત તો સૂર્યનાં કોમળ કિરણોને લીધે અતિશય શોભાયમાન દીસતો. સૃષ્ટિની આ અપૂર્વ શોભા જોતાં હૃદય ભરાઈ આવતું. અમે ઘાડા વનમાં આનંદભેર ગીત ગાતા અને રમતા. ગોવર્ધન પર્વત પણ અમારા ગાવાનું અને હસવાનું અનુકરણ કરતો. અમે ક્યારેક વૃક્ષની આ ડાળ ઉપરથી પેલી ડાળ ઉપર વાંદરાની પેઠે કુદકા મારતા, ક્યારેક ક્યારેક ફળ કે ફૂલ પ્રમાણે વૃક્ષની ડાળીઓને ઝાલી લટકતા, ક્યારેક ફળો ખાતા અને પ્રખર તાપ થાય એટલે ગીચ ઘટાની છાયામાં જઈ બેસતા. ક્યારેક ઉપર ચઢીને અતિ વિસ્તૃત વૃંદાવન એક નાના ઉપવન જેવું દેખાતું તે જોતા !

" સાયંકાળે ફરી ગંભીર શૃંગનાદે અને વેણુના રણકારે વન ગાજી ઊઠતું. ગોવાળીઆ ગાયોને મોટે સાદે બોલાવતા, અને તે સાદ સાંભળી ગાયો મોઢામાંનું ઘાસ પણ ન ખાતાં દોડતી દોડતી આવી ગોવાળોનાં શરીર સુંઘવા લાગતી. અર્જુન, તેમની આ

નિઃશબ્દ કૃતજ્ઞતા કેટલી બધી મનોહર ! ધૂળના ગોટેગોટા ઉડાડતું ગાયોનું ધણુ ગામ તરફ વળતું.

" અમે ઘેર જઇએ એટલે માતા યશોદા ઘરની બહાર આવી પૂર્ણ પ્રેમથી અમારા શરીર ઉપર હાથ ફેરવી કહેતી, 'બાપુ, તમે આખો દિવસ અરણ્યમાં કેવી રીતે કાઢતા હશો ! હું અભાગિની તમારા રસ્તા તરફ જોઈ દિવસ કહાડું છું, " માતા પ્રેમથી ગોદમાં લઇ અમને ચુંબન કરે અને અમે તેને ચુંબન કરીએ. પછી અમારા માટે તેણે જે ખાવાનું રાખી મૂકયું હોય તે ખાઈ, વિવિધ પ્રકારની વાતો કરતાં અને માતાના મુખે મધુર ગીત સાંભળતા અમે તેના ખોળામાં જ ઉંઘી જઇએ.

" હું દસ વર્ષનો હતો ત્યારે એક દિવસે બપોરે અમે બન્ને ભાઇ યમુના કાંઠે આસોપાલવના એક ઝાડ નીચે બેસી, આકાશ જેવા શાંત અને નીલવર્ણ યમુનાના પાણીમાં સૂર્યકિરણ ક્રીડા કરતાં હતાં તે મઝા જોવામાં ગર્ક થઇ ગયા. એટલામાં યદુકુળના પુરોહિત ગર્ગમુનિ ત્યાં આવ્યા. સફેદ દાઢી અને લાંબી જટાને લીધે તેમનું પ્રસન્ન વદન શરદ્ઋતુનાં વાદળથી ઘેરાયેલા ચન્દ્ર પ્રમાણે શોભતું હતું. મારી તરફ નજર ફેરવી તેઓ બોલ્યા, " વત્સ કૃષ્ણ, તારા ગ્રહ એવા છે કે તારા હાથે મહાન્ મહાન્ કૃત્યો થવાં જોઇએ. આર્યાવર્ત્ત-રૂપ પ્રચંડ પર્વતના અતિ ઉચ્ચ શિખરમાંથી કીર્તિરૂપ બે નદીઓ નીકળશે, અને અનેક પર્વતો ફોડી તથા વિઘ્નરૂપી ઐરાવતના હાલહવાલ કરી, ગંગાયમુનાના સંગમ પ્રમાણે એક સ્થળે મળશે. આ સમ્મેલન મનુષ્ય જાતનું મહાતીર્થ થશે. આ સિંધુસંગમનો પ્રવાહ અપ્રતિહત વેગથી વહી પૃથ્વીનો ભાર હલકો કરશે, અને છેવટે

માનવાદષ્ટિના અનંત મહાસાગરને મળી ભવિષ્યકાળને વ્યાપી સહસ્ર મુખે પતિતપાવન અમૃત વરસાવશે. સર્વ પૃથ્વી ગાયો ચારવાનું તારૂં ક્ષેત્ર થશે, અને સમગ્ર માનવ તારા ગોપાલ (ગોવાળ) થશે. સંસારરૂપી અરણ્યમાં ભ્રમણ કરતાં તે તારાં પદચિહ્નો જોશે અને વાંસળીનો મધુર ધ્વનિ સાંભળશે. વિશ્વનો નાશ કરનાર કાળના પ્રવાહમાં નરનારાયણની મૂર્તિ હિમાલય પ્રમાણે અચલ રહેશે. ઋષિનું અનુમાન કદી ખોટું પડતું નથી. તારા હાથે મહત્કાર્યો થવાનાં છે. આજના શુભ મુહૂર્તે હું તમને બન્નેને દીક્ષા દઉં છું. તમે ગોપના બાળક હોવાથી અધ્યયન કરવાના અધિકારી નથી; તોપણ કોઇને ન જણાય તેવી રીતે હું તમને શસ્ત્રવિદ્યા અને શાસ્ત્રો શીખવું છું."

"અર્જુન, આ વાણીનું રહસ્ય મને મધ્ય વયમાં સમજાયું. નહિ તો બાળપણમાં શી રીતે સમજાય ? અમે યમુનાના પવિત્ર જળમાં સ્નાન કર્યું અને ઋષિને સાષ્ટાંગ પ્રણામ કર્યા. પછી અશ્રુપૂર્ણ નેત્રોવડે અમે આકાશ તરફ જોઈ રહ્યા એટલે પવિત્ર જળ વડે અમને એકેકને સંસ્કાર કરવામાં આવ્યો. તે વખતે અમને નવીન જન્મ થયા પ્રમાણે ભાસ્યું. મહર્ષિના આશ્રમ પાસે ગાયોને ચરવા મૂકી, અમે કોઇને જણાવા ન દેતાં વિદ્યાભ્યાસ કર્યો. આ શિક્ષણના પ્રતાપે અજ, બક, પ્રલંબ, પૂતના, વગેરે હિંસક પ્રાણીઓનો મેં સંહાર કર્યો. નાગ જાતનો મહાપરાક્રમી અનાર્ય તસ્કર કાલીય, જેના ભયથી વનમાં ફરવામાં અને પાણી પીવા યમુનાતીરે જવામાં ગોવાળીઆ બીતા હતા, તેને જીત્યો. અમે એક દિવસે ગાયો ચારવા ઘેર અરણ્યમાં બહુ દૂર નીકળી ગયા. આકાશ એકદમ મેઘાચ્છાદિત થઇ અંધારૂં ઘોર થઈ ગયું ને વરસાદ વરસવા

લાગ્યો. ગાયો ઝાડના આશ્રય નીચે ગઇ. અમારામાંના કોઇ પર્વતની ગુફામાં તો કોઇ ઝાડ નીચે લપાઈ બેસી ગયા. આકાશમાં ગડગડાટ થવા લાગ્યો, વીજળી ચમકવા લાગી, અને વરસાદ ધોધ-બંધ-મુસળધારે વરસવા લાગ્યો. અરણ્યમાં બધે પાણી પાણી થઇ ગયું અને નદી નાળાં ભરાઇ પૂરજોરથી વહેવા લાગ્યાં. વરસાદે તાજા સ્નાન કરાવેલા અરણ્યના સુવાસિત, શીતલ અને મંદ શ્વસનને લીધે હૃદય પ્રફુલ્લિત થયું. ગાયોના ગોવાળો એક તરફ બેસીને વરસાદ વિષે વાતો કરતા હતા. એક જણ બોલ્યો, 'ઇન્દ્રના હાથી આકાશમાં ચરવા જાય એટલે તે ગર્જના કરે, અને સુંઢવડે પાણીનો વર્ષાદ વરસાવે. તેનો મહાવત સોનાની લાકડીવડે હાથીને મારે એટલે વીજળીનો ચમકારો થાય.' એક કન્યાએ મારો હાથ ધરી મેઘ તરફ આંગળી બતાવી કહ્યું, ગોપાળ, જો આ ડુંગર ઉપર ઇન્દ્રનો એક હાથી બેઠો છે.

" વરસાદ બંધ પડયો, આકાશ નિરભ્ર-સ્વચ્છ થયું, સજલ અને શ્યામલ અરણ્યની શોભા આંખોને આનંદ આપવા લાગી. ગોવાળો મારી પાસે આવી કહેવા લાગ્યા, 'અમારા જીવ ભૂખથી વ્યાકુળ થયા છે, અમે શું ખાઇએ ?' મેં આસપાસ જોયું તો પાસે ઋષિનો આશ્રમ દૃષ્ટિએ પડયો. મેં તેમને કહ્યું, 'ત્યાં જઈ ભિક્ષા માગો.' તેઓ ગયા, પરંતુ બ્રાહ્મણોએ યજ્ઞનું અન્ન તેમને આપ્યું નહિ; કારણ ગોપ રહ્યા હલકી જાતના. ભૂખથી પીડિત ગોવાળ આ અપમાનથી દુઃખિત થઇ પાછા આવ્યા. બલરામ ક્રોધથી ગર્જના કરી બોલ્યા, 'ચાલો આપણે આશ્રમ લૂંટી લઇએ.' મેં તેનું નિવારણ કરી કહ્યું, 'તમે ઋષિપત્ની પાસે જઇ ધીમેથી

ભિક્ષા માગો.' આ સંસારમાં સ્ત્રીનું હૃદય એટલે સાક્ષાત્ જાન્હવી, તેને દયા આવ્યા વગર નજ રહે. ઋષિપત્નીઓ કોઇને જણાવા ન દેતાં અન્ન લઇને અરણ્યમાં આવી અને તેમણે ગોવાળોની ભૂખ ભાગી. તેમની દયા અને પ્રીતિનો એ અરણ્યમાં જાણે બીજો વરસાદ જ વરસ્યાં. તે અન્નમાંથી ફક્ત મેં તથા બલરામે બીલકુલ ખાધું નહિ.

"એક દિવસે વૃક્ષની છાયા નીચે એક પત્થર ઉપર સૂતો સૂતો આકાશ તરફ જોઇ હું વિચાર કરતો હતો કે, 'સર્વ મનુષ્યો સરખાં જ છે. તેમનાં શરીર, રક્ત, માંસ અને ઇન્દ્રિયો વગેરે સર્વ સરખું જ છે. જન્મ અને મૃત્યુ સર્વને સરખાં છે, તો ગોપની જાત હલકી અને બ્રાહ્મણ સર્વ કરતાં શ્રેષ્ઠ એમ શા માટે હોય?' ચાર વર્ણ, ચાર વેદ, તેત્રીસ દેવતા, જીવનો સંહાર કરાવનારાં નિર્દય યજ્ઞ, જન્મ, મૃત્યુ, ધર્મ, અધર્મ, વગેરેનો વિચાર કરતાં કરતાં મને ઉંઘ આવી ગઈ, અને આ પ્રમાણે સ્વપ્ન આવ્યું:— ધીમે ધીમે દિગ્મંડલ અનેક કોટિ ચન્દ્રના પ્રકાશવડે પ્રકાશિત થયું, અને શીતલ તેજરૂપ સાગરમાં એક હજાર પાંખડીનું કમળ દેખાયું. તેના મૃણાલની જગોએ વસુંધરા ને પાંખડીઓની જગાએ અસંખ્ય સૂર્યમંડળો હતાં. મારી આંખો તેજથી છેક અંજાઈ ગઈ. તે કમળમાં અધિષ્ઠિત થએલી એક વિરાટ મૂર્તિ દેખાઇ. તે ચતુર્ભૂજ હતી અને તેના હાથમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ હતાં. તે નીલ મણિમય મૂર્તિએ તેજરૂપ પીતાંબર ધારણ કર્યું હતું. સૂર્યમાંથી નીકળતાં કિરણો વડે જેમ સ્ફટિક પ્રકાશિત થાય છે તેમ આ વિરાટ મૂર્તિમાંથી એક અનંત અને અચિંત્ય

શક્તિ નીસરી, તેનાં મોજાં મહાપદ્મ ઉપર એક સરખાં અફળાતાં હતાં. તે મહાપદ્મના નાના નાના પરમાણુનું હમેશાં રૂપાન્તર થતું હતું. પરંતુ આ વિશ્વના પ્રાણાન્તર્ગત રહેલી જ્ઞાનાતીત શક્તિ સર્વત્ર અવિચ્છિન્ન હોઈ, અચિંત્ય એવું એકત્વ સ્થાપિત કરતી હતી. એટલામાં ત્યાં વિરાટ ધ્વનિ થયોઃ—'જે **एकमेवाद्वितीयम्,** નિત્ય, પૂર્ણ અને સનાતન છે એવું પ્રકૃતિ અને પુરુષનું મહા સમ્મેલન જો. શક્તિરૂપ અને સર્વ ભૂતમય જે નારાયણ તેની પદ્મિની એ પ્રકૃતિ બન્ને અનંત, નિત્ય અને અવ્યય છે. જન્મ અને મરણ એ માત્ર રૂપાન્તર છે. વિશ્વાંબુજમાં વિશ્વેશ્વર અધિષ્ઠિત થયેલો છે તે જો. જ્ઞાનસ્વરૂપ પંચજન્ય શંખવડે નીતિચક્ર સ્વરૂપ સુદર્શનનો બોધ થાય છે. નીતિનું ઉલ્લંઘન કરવામાં આવે તો ભયંકર ગદાવડે તે પાપનું શાસન થાય છે. પુણ્ય અને નીતિનું પાલનપોષણ સુખમય પદ્મવડે થાય છે. સર્વ માનવની જાતિ એકજ છે. અનંત વિશ્વ એ જ એક વેદ છે, અને તેનું અધ્યયન કરવાનો અધિકાર બ્રાહ્મણને એટલે મનુષ્ય માત્રના હૃદયને છે. પોતાના ધર્મનું પાલન કરવું એ જ મહાયજ્ઞ, અને નારાયણ એ જ યજ્ઞેશ્વર. શ્રદ્ધાહીન મનુષ્ય! પવિત્ર ગંગાના પ્રવાહ પ્રમાણે વહેતો તારા કર્તવ્યનો પ્રવાહ કઇ દિશામાં વહે છે તે જ્ઞાનના પ્રકાશવડે સમજી કર્મક્ષેત્રમાં અગ્રેસર થા. ભાવિક અન્તઃકરણથી સુદર્શન નીતિચક્રને નમસ્કાર કરી કર્મના પ્રવાહમાં તારી જીવનનૌકાને હંકારી દે.'

"ધીમે ધીમે કમળની પાંખડીઓ ગ્રહમાળામાં મળી ગઈ, મૃણાલતંતુ પૃથ્વીમાં મળી ગયા, નીલ શરીર અનંત નીલ આકાશમાં વિલીન થઇ ગયું. હું જાગ્રત થયો. બાળક જાગ્યા પછી માતાનું

પ્રેમપૂર્ણ મુખ જુએ છે, તે પ્રમાણે મેં માતા વનસૃષ્ટિનું મુખ જોયું. એ વખતે સર્વત્ર નવીન પ્રકાર નજરે પડ્યો. શોભા, પ્રકાશ, કોમળતા, શાંતિ અને પવિત્રતાથી સૃષ્ટિ ભરાઈ ગઈ હોય એવું મને ભાસ્યું. મારૂં બાલક હૃદય અને પ્રાણ પ્રકૃતિમાં મળી ગયાં. સર્વ જગત્ મારૂં શરીર છે અને પ્રાણી માત્રમાં મારૂં હૃદય પ્રાણસ્વરૂપે છે, એમ મને લાગ્યું. આનંદ અને ઉત્સાહથી મારૂં હૃદય ભરાઈ આવ્યું. હું ઘણા વખત સુધી આકાશ તરફ જોઈ ઉભો રહ્યો. આંખમાંથી આંસુની ધાર ચાલી રહી. એટલામાં મને કોઇએ બોલાવ્યાનો ભાસ થયો. પાછું વળી જોયું તો એક અસુર ઉભેલો દેખાયો. તરત જ મેં ધનુષ્ય હાથમાં લીધું. અસુર કિંચિત્ હસી બોલ્યો, ' વીરેન્દ્ર, ધનુષ્ય નીચે મુક. હું તારો શત્રુ નથી; શત્રુ હોત તો તું અત્યાર સુધી જીવતો જ રહેવા પામત નહિ. મારી ઇચ્છા તારી સાથે મિત્રતા કરવાની છે; યુદ્ધ કરવાની નથી. કૃષ્ણ, કંસનાં દુષ્ટ કર્મો વિષે તેં સાંભળ્યું તો હશે જ. '

" મેં કહ્યું, ' હા, સાંભળ્યું છે. '

" અસુર બોલ્યો, ' ચાલ ત્યારે આપણે એ નરવ્યાઘ્રને મારી તેની લોહીની તરશ એક જ ઝપાટે હમેશને માટે મટાડી દઇએ. '

" મેં પૂછ્યું, ' પણ તે બને કેવી રીતે ? કંસ મથુરાનો રાજા અને હું સાધારણ ગોવાળીઓ. કંસની આગળ તો હું એક ઉંદર સમાન છું. "

" અસુર બોલ્યો, ' કૃષ્ણ, આ વનમાં તેં જે પરાક્રમ કર્યું છે

તે ઉદરથી કદી થયું ન હોત.'

" મેં કહ્યું, 'પરંતુ આ કામમાં મને કોઈની મદદ નથી.'

" અસુરે જણાવ્યું, 'હું તને મદદ કરીશ. અસંખ્ય ગોપ તને મદદ કરશે, ઉપરાંત મથુરાની પ્રજા પણ તારા પક્ષમાં આવશે.'

" મેં કહ્યું, 'મારા સાંભળવામાં છે કે કંસનું મૃત્યુ દેવકીના આઠમા પુત્રના હાથે થવાનું છે; બીજો કોઈ તેને મારી શકશે નહિ.'

" અસુર બોલ્યો, 'દેવકીનો તે પુત્ર ક્યાં છે ?'

" મેં જવાબ આપ્યો, 'મેં એવું સાંભળ્યું છે કે નાગરાજા વાસુકી તેને ક્યાંઇ સંતાડી રાખ્યો છે.'

" કૃષ્ણ, તુંજ દેવકીનો તે પુત્ર' અસુરે જણાવ્યું.

" ઉગ્રસેનના કારાગ્રહવાસથી તેમજ વસુદેવ દેવકીના શોકથી મને અત્યંત દુઃખ થતું હતું. માનવહૃદયના ધર્મ બુદ્ધિને અગમ્ય છે. મથુરાનો ઉદ્ધાર કરવાની મેં પ્રતિજ્ઞા કરી. મારૂં કર્તવ્ય શું છે તે મેં હૃદયપટ ઉપર કોતરી લીધું. મારી આ કર્તવ્યરેખાને અનુસરી મેં યજ્ઞ બંધ કર્યા. જ્યાં ત્યાં મેં એવું પ્રતિપાદન કર્યું કે, 'ઇન્દ્ર કોણ છે ? સૃષ્ટિક્રમ પ્રમાણે મેઘ વરસાદ વરસાવે છે. ચન્દ્ર, સૂર્ય, તારા વગેરે પોતપોતાના નિયમ પ્રમાણે વર્તન કરે છે. સૃષ્ટિના ગુણ ધર્મનું નિયમન કરનાર અખિલ વિશ્વનો સ્વામી તો ફક્ત એક વિષ્ણુ જ છે. તે વિશ્વરૂપ નારાયણનું આરાધન કરો.'

" ભાદ્રપદ માસમાં ગોવર્ધન પર્વતના શિખર ઉપર સ્વપ્નમાં જોએલી મહામૂર્તિની મેં સ્થાપના કરી. ગોપગણના નિર્મલ હૃદયમાં —આકાશમાં નક્ષત્રનો ઉદય થાય છે તે પ્રમાણે—વૈષ્ણવ ધર્મનું બીજારોપણ થયું. મારા આ કૃત્યથી ઇન્દ્રના ઉપાસક અજ્ઞ બ્રાહ્મણો અત્યંત ક્રોધાયમાન થયા, અને તેમણે પોતાના અનુચરો સહ આવી ગોવર્ધન પર્વતને ઘેરો ઘાલ્યો, અને બાણોનો મુસળધાર પ્રમાણે વરસાદ વરસાવ્યો. પરંતુ નારાયણની કૃપા અને બલરામ તથા ગોપની સહાયતા વડે, ઇન્દ્રના મૂઢ ઉપાસકોથી મેં સાત દિવસ ગોવર્ધન પર્વતનું રક્ષણ કર્યું. શત્રુ પરાજિત થયા; પવનથી મેઘમાલાની જેવી સ્થિતિ થાય તેવી તેમની સ્થિતિ થઈ. આ પ્રમાણે મેં વૈષ્ણવધર્મની ધ્વજા ગોવર્ધન પર્વતના શિખર ઉપર ફડફડતી કરી, અને આસમાની પતાકા ઉપર સફેદ સુદર્શન ચક્ર ફરકવા લાગ્યું. આ પવિત્ર પતાકાની શીતલ છાયા આખા ભારતખંડ ઉપર પડી તેનો ઉદ્ધાર કરશે. એ દિવસથી ગોપ અને ગોપાગડ઼્ગનાઓ ભક્તિરસ રૂપી સમુદ્રમાં તરવા લાગ્યાં.

" ચોમાસું ગયું અને શરદૃઋતુ આવી. આ ઋતુમાં યમુનાકાંઠે વૃંદાવનમાં પૂર્ણિમાની અપૂર્વ શોભા હોય છે. એવે સમયે ગોપ અને ગોપીઓએ રાસોત્સવ કરી, વનફળ, ફૂલ અને કમળ વડે પદ્મ ઉપર વિરાજમાન થએલા નારાયણની પૂજા કરી. સ્ત્રી, પુરૂષ અને બાળકો સર્વે ભક્તિરસમાં મગ્ન થઇ આનંદથી હરિના નામનું સંકીર્તન કરવા લાગ્યાં. કેટલાંક પ્રેમભક્તિથી મૂર્છિત થયાં. વૃદ્ધ, પ્રૌઢ અને યુવાન એક બીજાના હાથમાં હાથ ધરી, પ્રેમભાવમાં તલ્લીન થઇ મારી આસપાસ ચક્રાકાર નાચવા લાગ્યાં. હું પણ તલ્લીન થઈ વાંસળી વગાડતો તેમની સાથે નાચવા લાગ્યો.

"નિર્મળ આકાશમાં એકદમ શંખનાદ થયો. સુદર્શનરૂપ ચન્દ્ર આગળ ચાલ્યો. હું વિવશ થઈ નિદ્રામાં ચાલનારા બાળક પ્રમાણે તેની પાછળ પાછળ ગયો અને મહાઘોર વનમાં દાખલ થયો. શંખનાદ સુદર્શનરૂપ ચન્દ્રમાં મળી ગયો, ચન્દ્ર આકાશમાં મળી ગયો અને હું મૂર્છિત થઇ નીચે પડયો. જાગ્રત થયો એટલે મને સમજાયું કે ગોપાઙ્ગનાઓ અને યશોદા મારા વિરહદુઃખથી ગાંડી ઘેલી થઈ મને શોધી રહી છે. હું તેમને જડયો એટલે આનંદથી હાથમાં હાથ દઇને મારા ગુણનું વર્ણન કરતાં તેઓ નાચવા લાગી. કોઈ નદીના કાંઠે મૂર્છિત થઈ પડી અને કોઇ દાસીભાવથી મારી ચરણસેવા કરવા લાગી. કેટલીકના હૃદયમાં માતૃપ્રેમનો આવિર્ભાવ થતાં તેમણે મને ચુંબન કર્યાં. કેટલીકોએ સખીભાવથી મને હૃદય સાથે ચાંપ્યો અને કેટલીકોએ પ્રેમભાવથી ગાઢ આલિંગન દીધાં. પતિ, પુત્ર, પિતા, માતા વગેરે સર્વે સંબંધીઓ અને ઘરબાર, એટલે પોતાના સર્વસ્વનું તેમને એક ક્ષણ વિસ્મરણ થયું. તેમની આ ભક્તિ, તેમના આ અનન્ય પ્રેમ (ભક્તિની એ પરમાવસ્થા જેમાં એક કિશોર વયના બાળક પ્રત્યે આત્મસમર્પણ કરી તન્મય થઇ ગઇ.) ઉપરથી અર્જુન, તારી ખાત્રી થશે કે સ્ત્રીઓનું હૃદય એ ધર્મનું ખરેખરૂં ક્ષેત્ર છે!

"પછી વસન્તઋતુ આવી. પક્ષીઓ મધુરાં ગીત ગાવા લાગ્યાં. પુષ્પો ખીલ્યાં. દક્ષિણ વાયુ મંદ મંદ વાવા લાગ્યો. વસન્તની છેલ્લી પૂર્ણિમાએ અમે ફરી નારાયણની પૂજા કરી અને વસન્તોત્સવ ઉજવ્યો. કિશોર કિશોરી, યુવક યુવતિ વગેરેએ પોતપોતાની ઉંમરને છાજતાં વસ્ત્રાભૂષણ ધારણ કરી આનંદોત્સવથી

અરણ્ય ગજાવી મુક્યું. અબીલ ગુલાલ વગેરેથી સંધ્યાસમયની મેઘમાળા પ્રમાણે આકાશ વ્યાપી ગયું. સ્ત્રીઓ અને પુરૂષો પોતપોતાના જુદા જુદા મેળા કરીને ક્રીડા કરવા લાગ્યાં. સ્ત્રીઓની બાજુએ પ્રફુલ્લિત કમળ જેવું વદન, લાંબા કેશ, ઉન્નત વક્ષઃસ્થળ, કંકુથી રંગેલા સુવર્ણના મૃણાલ જેવા બાહુ અને ચળકતી આંખો, પુરૂષોની બાજુએ સૂર્ય પ્રમાણે તેજસ્વી વદનમંડલ, વિશાલ છાતી અને દીર્ઘ બાહુ; એવી અપૂર્વ શોભા દેખાવા લાગી. અર્થાત્ એક બાજુએ કોમળતા અને બીજી બાજુએ વીર્ય દૃષ્ટિગોચર થવા લાગ્યું.

"યમુનાકાંઠે વચ્ચે વચ્ચે સંગીતધ્વનિ સંભળાતો હતો. કોઈ નાચતું, કોઈ ગાતું ને કોઈ ઝાડની ડાળીએ હીંચકા બાંધી હીંચકતું. જાણે વસન્તાનિલથી કુસુમનાં સજીવ ગુચ્છ ડોલતાં હોય! પ્રેમભાવમાં મગ્ન થએલા આનંદ વનમાં હજારો નાગ ગોપનો વેષ લઈ આવ્યા અને તેમણે ઉત્સવમાં વધારો કર્યો. મધ્ય રાત્રિ થઈ ગયા પછી નાગની અને ગોપની સેના મુંગે મોઢે યમુનાના પ્રવાહ પ્રમાણે મથુરા તરફ ચાલી. પછી અમે મથુરામાં પ્રવેશ કર્યો, યજ્ઞધનુષ્ય ભાગી નાખ્યું. દ્વંદ્વયુદ્ધમાં કંસનો વધ કર્યો. આ પ્રમાણે લડાઈ કર્યા વગર અમે મથુરા જીતી.

"અર્જુન, આ કથા તેં સાંભળી જ છે. આટલું થયા પછી હું વસુદેવ અને દેવકીને બંધનમુક્ત કરાવવા કેદખાનામાં ગયો. ત્યાં જે શોકજનક દેખાવ દૃષ્ટિએ પડ્યો તેનું વર્ણન મારાથી થઈ શકતું નથી. મારાં માતપિતાનાં મ્હોં સાત બાળકના મૃત્યુના શોકથી તેમજ બીજા અનેક ક્લેશથી સુકાઈ ગયાં હતાં, તે વખતે

પણ તેમની આંખોમાંથી આંસુ વહેતાં હતા. વાસુકીએ મને કહ્યું, 'વીરેન્દ્ર, જો તારાં માતપિતા તારી સામે ઉભાં છે.' આ સાંભળી હું એકાએક મૂર્છિત થઈ તેમના ચરણ પાસે પડી ગયો.

"અર્જુન, તેં સાંભળ્યું હશે જ કે જમાઈના વધને લીધે ક્રોધાવિષ્ટ થઈ મગધેશ્વરે વ્રજપુરી ઉપર સત્તર વખત સ્વારી કરી અને સત્તર વખત તે હાર્યો. પરંતુ આ લડાઇમાં મારા સોળ હજાર શૂરવીર યોદ્ધા મરાયા. તેમની અનાથ વિધવાઓના શોકથી આખી મથુરાનગરી વ્યાપ્ત થઇ ગઈ અને નાગરાજ પોતાના સૈન્ય સાથે મને છોડી ગયો. મેં વિચાર કર્યો કે આ લોહીના પ્રવાહમાં મારૂં જીવનવ્રત એકજ બાજુએ વળશે. આથી આ બખેડા બંધ કરાવી રક્તપાત થતો અટકાવવા મગધેશ્વરના વહેવાઈ ઉગ્રસેનને મેં મથુરાની ગાદી ઉપર બેસાડ્યો, અને આ દ્વારિકાનગરીની સ્થાપના સાગરમાં કરી. દુઃખી અન્તઃકરણથી વ્રજભૂમિ છોડી હું સોળ હજાર અનાથ સ્ત્રીઓ સહ અહીં આવી રહ્યો. મારા ચારિત્રના બીજા અંકની શરૂઆત અહીંથી થાય છે."

# પ્રકરણ ૨ જું.

## सोऽहम् ।

---

એક સમયે વ્યાસ અને અર્જુન કૃષ્ણને મળવા ગયા. કૃષ્ણે નમ્રતાથી વ્યાસ મુનિને નમસ્કાર કરી બન્નેને યોગ્ય આદર આપી કહ્યું, "આજ અહીં મહર્ષિનાં પગલાં થવાથી આ સ્થળ પાવન થયું અને હું કૃતકૃત્ય થયો. મને હમણાં જ આપનું સ્મરણ થયું હતું, અને આપના આશ્રમમાં આવી, આર્યાવર્ત ઉપર ચોતરફ સંકટોનાં જે વાદળ ચઢી આવ્યાં છે તે નિવેદન કરી તે વિષે આપનો અભિપ્રાય લેવાને વિચાર કરતો હતો."

વ્યાસ—"એવું શું સંકટ આવ્યું છે કે જેના નિવારણ માટે શ્રીકૃષ્ણને પોતાને વ્યાસના અભિપ્રાયની આવશ્યકતા લાગે ?"

કૃષ્ણ—"ભારતના અદષ્ટાકાશમાં સંકટરૂપી વાંદળાં હળવે હળવે ચઢવા લાગ્યાં છે. તે ક્યાં એકઠાં થશે અને એક બીજા સાથે અથડાઈ ક્યારે અનર્થ ઉપજાવશે તે કહી શકાતું નથી. જરાસંધ, શિશુપાળ, જયદ્રથ, વગેરે અનેક રાજાઓ યુદ્ધની તૈયારી કરે છે. તે દ્વારિકા નગરીને સાગરમાં હોમી દેશે અને ભરતખંડ ઉપર પોતાનું સૈન્ય મોકલી સર્વત્ર ધાંધલ મચાવી મૂકશે, એવો ભય લાગે છે. ભારત કેન્દ્રભ્રષ્ટ થશે અને સર્વ રાજ્યો પોતાની કક્ષામાંથી ભ્રષ્ટ થએલા ગ્રહો પ્રમાણે, એક બીજા સાથે અફળાશે. આવે વખતે શા શા અનર્થ થાય તે કહી શકાય નહીં; પરંતુ સજ્જનોની દુર્દશા અને દુર્જનોનું પ્રાબલ્ય વધી ધર્મનો નાશ થાય. આ

સર્વ સંકટો, એક પાષાણની મૂર્તિ પ્રમાણે શાંત બેસી શું મારે જોયાં જ કરવાં ?"

વ્યાસ—"આ એક બાજુની હકીકત થઇ; બીજી બાજુનું ચિત્ર આના કરતાં પણ વધારે ભયંકર છે. ગભરાયલા હરણ પ્રમાણે ડોક ઉંચી કરી ધ્યાન દઇ ગૃહવાસી બ્રાહ્મણો અને વનવાસી ઋષિઓ સર્વ તમારા દરેક કૃત્ય તરફ જોઇ રહ્યા છે. સમાજ અને ધર્મ એ બધાંમાં તમે એક સાથે ધાંધલ કરી મૂકશો એવી તેમને બીક લાગી છે. તેમના કહેવા પ્રમાણે સર્વ અનર્થનું મૂળ તમે જ છો !"

કૃષ્ણે હસીને કહ્યું, "શું સર્વ અનર્થનું મૂળ હું ? વૈદિકધર્મમાં સૃષ્ટિની સરલ અને સુન્દર પૂજા કહેલી છે. બાલ્યાવસ્થાના સરલ હૃદયનો સ્વાભાવિક પ્રવાહ બદલી તેને બદલે હિંસક યજ્ઞની જમણે સ્થાપના કરી તે આ અનર્થના કારણભૂત ગણાય કે હું ? પવિત્ર ઉત્તર ધ્રુવ તરફથી વેદમંત્રોનો ઉચ્ચાર કરતા આપણા પૂર્વજો અહીં આવ્યા ત્યારે શું ચાર વર્ણ હતા ? તે વખતે કોઇએ શસ્ત્ર ગ્રહણ કર્યા, કોઇએ શાસ્ત્રાભ્યાસ શરૂ કર્યો અને કોઈ વેપારમાં પડ્યા. સમાજના હિતને માટે કોઇ રાષ્ટ્રના હાથ થયા, કોઈ પગ થયા, અને કોઇ મસ્તક થયું. ત્યારે જાતિભેદ હતો કે ? જેઓ એક સમાજને વહેંચી નાંખી તેના ચાર વિભાગ કરવા ઇચ્છે છે તેઓ શું આ અનર્થના કારણભૂત નહિ ગણાય ? જેઓ વ્યાસનો બ્રાહ્મણ તરીકે સ્વીકાર કરતા નથી, કર્ણ જેવા શૂરવીરને ક્ષત્રિય કહેતા નથી, ક્ષત્રિયને વિદ્યા શીખવતા નથી, વૈશ્યને બાહુબળ સંપાદન કરવા દેતા નથી, અને અહીંના મૂળના વતનીઓને શુદ્ર કહી,

તેમને દાસ કરી રાખે છે તેઓ આ સર્વ અનર્થનાં મૂળ નથી શું ?"

વ્યાસ—" કૃષ્ણ, સત્ય છે, પરંતુ કાળના અનંત પટમાંથી એ યુગ તમારાથી કાઢી નંખાશે ? આર્યોને પાછા ઉત્તર ધ્રુવ તરફ લઇ જવાની તમારી મનોવાંચ્છના છે ? પ્રગતિનો પ્રવાહ ઉલટી દિશામાં વાળી તમે પાછો મૂળ સ્થાન સમીપ લઇ જશો ? તમારા મનમાં વેદના સમયના પ્રાચીન ધર્મ અને સમાજનો ફરી પ્રચાર કરવાનું છે કે શું ?"

કૃષ્ણ—" મારી તેવી ઇચ્છા નથી. પ્રગતિનો પ્રવાહ બદલવાનું મનુષ્યશક્તિની બહાર છે. સાક્ષાત્ બ્રહ્મદેવથી પણ તે શક્ય નથી. સૃષ્ટિનું રાજ્ય એ નીતિનું રાજ્ય છે. જેમ પ્રથમ કળી ખીલી ફૂલ થાય છે, અને તે સૂકાયા પછી ખરી પડે છે, તે જ પ્રમાણે પ્રાણી માત્રને માટે જન્મ, બાલ્યાવસ્થા, કિશોરાવસ્થા, યૌવન, પ્રૌઢતા, વૃદ્ધાવસ્થા અને મરણ એ સર્વ નિર્માયલાં છે. રાષ્ટ્રને માટે પણ આ પ્રમાણે જુદી જુદી અવસ્થાઓ છે. સૃષ્ટિના નિયમ સર્વને માટે એક સરખી રીતે અનુલ્લંઘનીય અને અપરિહાર્ય છે. રાષ્ટ્રની બાલ્યાવસ્થામાં સમાજ ચન્દ્રને જોઈ મંદ હાસ્ય કરે છે, વજ્રાઘાતથી રૂએ છે, અને વાદળાંથી ભયભીત થઈ કંપે છે. કિશોરાવસ્થામાં સમાજ યજ્ઞયાગ ઇત્યાદિમાં રમમાણ થાય છે. યૌવનમાં બાળપણનાં હાસ્ય અને ભય, તથા કિશોરાવસ્થાની ક્રીડાથી તેનું હૃદય સંતોષ પામતું નથી. ઇન્દ્ર, ચન્દ્ર એ સર્વ નિયમનના દાસ છે, અને તેમને નિયમોની સુન્દર સાંકળથી બંધાએલા જોઈ, મનુષ્યને જ્ઞાનતૃષ્ણા ઉત્પન્ન થાય છે. સુદર્શન નીતિચક્ર અને તેના નિયંતાનું જ્ઞાન મેળવવાની તેને જીજ્ઞાસા

થાય છે. સત્યયુગ એ આર્ય પ્રજાનું બાળપણ છે અને ત્રેતાયુગ એ કિશોરાવસ્થા છે. હવે આ અવસ્થા પુરી થવા આવેલી હોઇ, યૌવનનો એટલે યુગાન્તરનો જલદી જ આરંભ થશે. આ યુગના અભિનેતા આપ, આ અર્જુન અને હું. સર્વ સંકટો દૂર કરીને આર્યરાષ્ટ્રરૂપી નૌકાને શાંતિરૂપી વૈકુંઠમાં આપણે લઇ જવાની છે. વીર્યનું યૌવન અર્જુનમાં અને જ્ઞાનનું યૌવન આપનામાં અવતર્યું છે. આપણા કર્તવ્યનો માર્ગ આપણી આગળ ખુલ્લો છે, તેનું આપણે અનુસરણ કરવું જોઇએ. ”

**વ્યાસ**—“ કૃષ્ણ, અનંત સાગરના કીનારે રેતીમાં રમતા નાના બાળકની રમત પ્રમાણે મનુષ્યનું બાહુબળ અને જ્ઞાનબળ છેક સામાન્ય છે. મનુષ્ય એક તરણું પણ નિર્માણ કરી શકતો નથી તો કોઈ વિસ્તીર્ણ રાષ્ટ્રના ભવિષ્યની ઉથલપાથલ તેનાથી શી રીતે થઇ શકે ? પ્રકૃતિદેવીએ અથાગ શ્રમ લઈ જે પ્રવાહ એ યુગમાંથી આટલે સુધી આણ્યો છે તેની ગતિ બંધ કરવાનું તમારાથી બનશે ? મનુષ્યની જ્ઞાનશક્તિથી સૃષ્ટિની નીતિ અટકી શકશે ? નિષ્ફળ થઈ શકશે ? ”

**કૃષ્ણ**—“ તે પ્રવાહને અટકાવવા મનુષ્ય સમર્થ નથી; પરંતુ રાષ્ટ્રની પ્રગતિનો પ્રવાહ વાળી, કેવળ સ્વાર્થબુદ્ધિથી તેને વિસ્તીર્ણ મરૂભૂમિ તરફ લઇ જવા ઇચ્છનારાઓના પ્રયત્ન નિષ્ફળ કરી, નિષ્કામબુદ્ધિ વડે તેની ગતિ ફરીથી અનંત સાગર તરફ આપણે વાળી શકીએ. **નારાયણ** તે એ અનંત સાગર. સૃષ્ટિના નિયમની ગતિ સરલ અને સુન્દર છે. તેની નીતિનું વલણ અનંત ઉન્નતિ તરફ છે, અવનતિ તરફ નથી. મનુષ્ય અપૂર્ણ છે; ફક્ત

નારાયણ જ પૂર્ણ છે. પૂર્ણબ્રહ્મને આદર્શ તરીકે સન્મુખ રાખી, આપણે પોતે અપૂર્ણ છતાં, પૂર્ણતાની દિશાએ જઇએ, અને સર્વ માનવજાતિને તે જ ઉન્નત માર્ગે લઈ જઇએ. કોઈ વસ્તુનો અભાવ હોય, પણ તેની અપેક્ષા હોય તો તે પ્રાપ્ત થવાનો માર્ગ ખુલ્લો થાય છે. અભાવ અને અપેક્ષાથી જ ઉન્નતિ થાય છે. આ મહાતત્ત્વની પ્રતીતિ સ્થળે સ્થળે થાય છે. મનુષ્ય જાતના એ જ યુગ થયા, પરંતુ જગતના કેટલા યુગ થયા હશે એ કોણ કહી શકશે ? યુગને શોભાવનારી શ્રેષ્ઠ વિભૂતિ અવતીર્ણ થાય તેને યુગનો અવતાર કહેવાય છે. શરૂઆતમાં પૃથ્વી જળમય હતી ત્યારે પાણીમાં મત્સ્યાવતાર થયો. પાણી સૂકાવા લાગ્યું એટલે ભીની સૂકી જમીનમાં કૂર્માવતાર થયો. કાદવ કીચડ સૂકાવા લાગ્યો અને જ્યાં ત્યાં ઝાડ ઉગ્યાં એટલે વરાહ સૃષ્ટિ થઈ. ઉન્નતિનું ચક્ર ધીમે ધીમે ઊંચે ચઢતાં નૃસિંહાવતાર થયો. અર્ધો ભાગ મનુષ્યનો અને અર્ધો પશુનો એવી એ વિસ્મયકારક મૂર્તિ હતી. આગળ જતાં પશુત્વનો ધીમે ધીમે લોપ થઈ, અવિકસિત માનવ એટલે મનુનો જન્મ થયો. તે વખતે જગતમાં સર્વત્ર અરણ્ય હોઈ તેમાં હિંસક પશુઓ ફરતાં હતાં. વામનને ત્રણ ડગલાં જમીન મેળવવાની પણ મહા મુશ્કેલી હતી ! ઉન્નતિનું ચક્ર ફરીથી ફરવા લાગ્યું અને હાથમાં ફરશી ધારણ કરનાર પરશુરામ થયા. ત્યારે અરણ્ય અને હિંસક પશુઓ સાથે મોટું યુદ્ધ શરૂ થયું. પરશુરામના શરીરમાં પશુભાગ નહોતો; પરંતુ તેના હૃદયમાં પશુવૃત્તિ પ્રબળ હતી. આ પશુવૃત્તિનો લોપ થવા લાગ્યો એટલે જગતમાં યુગાન્તર થવાની શરૂઆત થઈ. મનુષ્યનો વાસ્તવિક જન્મ આ સમયે થયો. ધીમે ધીમે ઉન્નતિ થતાં માનવજાતિની કિશોરાવસ્થામાં સ્નેહ-

સાગર રામચન્દ્રનો જન્મ થયો. આ ત્રેતાયુગનો અવતાર. મુનિવર્ય, આ ક્રમે જોતાં મનુષ્યજાતિની યૌવનાવસ્થા હવે નહિ આવે ? ઉન્નતિનું સુદર્શનચક્ર આટલેથી જ સ્થિર થશે ? ના, ના. એ ચક્રને વિશ્રામ કદી છે જ નહિ. ઉન્નતિનો પ્રીતિમય, સુખમય અને પવિત્ર માર્ગ આપણી સમક્ષ છે. રાષ્ટ્રની જીવનનૌકા આપણે એ માર્ગે હંકારીશું. ”

વ્યાસ—“ વત્સ, તમારા એકલાથી આ મહત્કાર્ય પાર પડી શકશે ? મને લાગતું નથી. સમસ્ત બ્રાહ્મણ, ઋષિ, ચાર વેદ, શ્રુતિ, સ્મૃતિ, એ સર્વ રેતીની પાળો પેઠે પાણીના પ્રવાહની સાથે તણાઈ જાય તેવાં નથી. કૃષ્ણ, તમારૂં જ્ઞાન જો કે અનંત છે, શક્તિ અપાર છે, તોપણ રાષ્ટ્રની પ્રગતિના પ્રવાહની સાથે તમને ક્રીડા કરતાં આવડશે ? ગ્રહ, તારાગણ, દેશ, કાલ અને જેની લીલા દુર્જ્ઞેય છે એવું માનસજગત્, એ સર્વે આપણને ન જણાય તેવી રીતે રાષ્ટ્રની સ્થિતિનું રૂપાન્તર કરે છે. સૃષ્ટિની નીતિનું પરિણામ રાષ્ટ્રના ભવિષ્યના સાગર ઉપર થાય છે. ત્યાં પાણીના એક બિંદુ સમાન તમારા એકલાથી શું થાય ? ”

કૃષ્ણે પૂછ્યું, “ હું એકલો ? મુનિવર્ય, હું એકલો નથી. વિધાતા વિશ્વરૂપ નારાયણ મારા સહાયક છે. આપણે સર્વ નારાયણના અંશ છિયે. સોઽહમ્—હું તે ( નારાયણ ) છું, સર્વભૂતમય છું. સર્વ પ્રાણીઓમાં હું જ છું. હું વિશ્વરૂપ છું. વ્યાસ, અર્જુન, મારૂં વિશ્વરૂપ જુઓ. ગ્રહ, ઉપગ્રહ અને સૂર્યમંડળોથી ઘેરાયેલું આ શતદલ પદ્મ જુઓ. હું એ વિશ્વરૂપી પદ્મને વ્યાપી રહ્યો

હું. વિશ્વનું જીવન હું. મારાથી ચરાચરની ઉત્પત્તિ. જન્મ અને મૃત્યુ એ સ્થિતિનાં રૂપાન્તર છે, અને એ સર્વ મારી લીલા છે. [illegible] તે હું. જુઓ મારા એક હાથમાં નીતિનું ચક્ર સુદર્શન છે, અને બીજા હાથમાં વિશ્વકંઠરૂપ મહાશંખ છે. એ હમેશાં નીતિચક્રની ઘોષણા કરે છે. આ મહાશંખ ઉચ્ચ સ્વરે હમેશાં કહે છે કે ' ભ્રાન્ત માનવ, **सर्वधर्मान् परित्यज्य मामेकंशरणं व्रज ।** ' અનંત વિશ્વ મારૂં ધર્મમંદિર છે. જગતનું કલ્યાણ—સર્વ ભૂતમાત્રનું હિત—એ તેનો પાયો, સુદર્શનનીતિ તેનો કળ, અને તેનું લક્ષ્ય—પ્રાપ્તવ્ય—નારાયણ. વ્યાસ તમે જ્ઞાનબળે અને અર્જુન બાહુબળે સર્વ કર્મનાં ફળ નારાયણને સમર્પણ કરી આ સનાતન ધર્મનો, આ મહાનીતિનો ભારતમાં—સમગ્ર જગતમાં—પ્રસાર કરો. સ્વાર્થબુદ્ધિનો નાશ કરી, નિષ્કામ કર્મનું સામ્રાજ્ય કરવાથી પ્રેમમય અને પવિત્ર મહાભારતની સ્થાપના થશે. આ મહા વ્રતનો સ્વીકાર કરો. ”

વ્યાસ અને અર્જુને ઉંચું જોયું તો તેમની દષ્ટિએ જે ઐશ્વર્યયુક્ત મૂર્તિ પડી તેનું તેજ અલૌકિક હતું. તે નીલ શરીરમાંથી ચંદ્રિકાનો વર્ષાવ થતો હતો. હવે તે પ્રથમના વાસુદેવ નહોતા. જોતજોતામાં તે તેજસ્વી શરીર વધી ચરાચર વિશ્વ તેનાથી વ્યાપ્ત થઈ ગયું.

તેમના પગ નીચે સૂર્યમંડળ શોભતું હતું. વદનની શોભા અને આંખોનું તેજ અપૂર્વ હતું. એક હાથમાં શંખ અને બીજામાં સુદર્શનચક્ર હતું. આસપાસ એક પ્રકારનો દિવ્ય પ્રકાશ પડી રહ્યો

હતો અને સંગીત તથા સૌરભનો પણ આ મૂર્તિમાં સમાવેશ થયો હતો. પ્રકૃતિમાં પુરૂષનું અધિષ્ઠાન થઈ, એક મહત્સંમેલન થયું હતું. ચરાચર વિશ્વ એકત્વમાં પરિણત થયું હતું. વ્યાસમુનિનું વદન આનંદથી ઉજ્જવલ થયું, હૃદય નિર્મલ અને પ્રીતિપૂર્ણ થયું. ગંભીર વાણીથી તેમણે કહ્યું, " હું એ વ્રતનો સ્વીકાર કરૂં છું. "

અર્જુને હાથ જોડી ગદ્દગદ્દ કંઠે કહ્યું, " હું પણ એ વ્રતનો સ્વીકાર કરૂં છું. "

શ્રીકૃષ્ણ આનંદથી નીચે બેઠા, અને ત્રણે ઉંચે જોઇ બોલ્યા,

*ध्येयः सदा सवितृमंडलमध्यवर्ती
नारायणः सरसिजासनसंनिविष्टः ।
केयूरवान् कनककुंडलवान् किरीटी
हारी हिरण्मयवपुर्धृतशंखचक्रः ॥

---

*અર્થ—સૂર્ય મંડળમાં રહેનાર, કમળાસન પર બેઠેલા, કેયૂરવાળા ( જેણે બાજુબંધ પહેર્યા છે ), સુવર્ણ કુંડળયુક્ત, જેણે કિરીટ (મુકુટ) ધારણ કર્યો છે, મનોહારી સુવર્ણમય શરીરવાળા, અને જેણે શંખ ચક્ર ધારણ કર્યાં છે, એવા નારાયણ સદા ધ્યેય ( ધ્યાન ધરવા યોગ્ય ) છે.

# પ્રકરણ ૩ જું.

## સ્ત્રીધર્મ.

કરુણાની મૂર્ત્તિ સુભદ્રા થાકીને પથારીમાં પડી છે. તેના વિખરાયલા વાળ આમ તેમ પડયા છે, અને સુલોચના પાસે બેસી કોમળ હાથે તે ઓળે છે. થોડીવારે સુલોચના બોલી, "સુભદ્રા, તું આમ ક્યાં કરીશ તો તારૂં શું થશે? તુ પુરી નથી ઉંઘતી તેમ નથી પુરી ખાતી કે પીતી. રાત દિવસ જખમી થએલાઓની સુશ્રુષા કરતી છાવણીમાં ફર્યા કરે છે. તારી આંખો ઉંડી ઉતરી ગઈ છે, મ્હોં નિસ્તેજ થયું છે, અને રજ ભરાવાથી વાળ મેલા થયા છે. યુદ્ધની શરૂઆત થયાને આજ અગિયાર દિવસ થયા. એટલા દિવસમાં એકે દિવસ મેં તારૂં મ્હોં હસતું જોયું નહિ. મરણપથારીએ પડેલા સૈનિક લોકો માટે આટલો બધો પ્રયાસ કરવાથી શું ફળ? શો લાભ?"

સુભદ્રાએ કહ્યું, "સ્ત્રીઓને એનાથી અધિક સુખ શાથી મળવાનું છે? દર્દીને આરામ આપવો, દુ:ખી ઉપર દયા કરવી, શોકગ્રસ્તનું સાંત્વન કરવું, એ સ્ત્રીઓનો સ્વાભાવિક ધર્મ છે. આ કર્તવ્ય કરવાથી જેટલું સુખ અને સંતોષ થાય તેટલું બીજા કશાથી થાય નહિ. નારાયણે જેમ અગ્નિ નિર્માણ કર્યા પછી પાણી નિર્માણ કર્યું તેમજ રોગ, શોક, દુ:ખ વગેરે ઉત્પન્ન કર્યા પછી સ્ત્રીનું પ્રેમમય અને કોમળ હૃદય નિર્માણ કર્યું છે. સ્ત્રીઓની જીવનગંગા પ્રાણહીન ઉપર અમૃત અથવા દુ:ખી ઉપર શાંતિ સિંચન કરવા ન વહે તો

તેમને ક્યા સુખની પ્રાપ્તિ થાય? મહાન્ પુરૂષોને સ્વધર્મના રક્ષણ માટે પ્રાણ અર્પણ કરતાં આપણે જોઇએ છિયે. આપણો સ્ત્રીધર્મ આપણે તેમની પેઠે પાળીએ છીએ?"

સુલોચના—"દુઃખી અને જખમી થએલા સ્વજનોની સેવા કરવી એ સ્ત્રીઓનો ધર્મ કબુલ કરીએ, પરંતુ શત્રુની પણ સેવા કરવી? તેમના ઘવાએલા માણસોને લઇ ભલે તેઓ સ્મશાનમાં જાય. તેમને માટે પણ તું આટલી બધી હેરાન શા માટે થાય છે?"

સુભદ્રા—"શત્રુ! શું તે પણ આપણા જેવા માણસ નથી? તેમનાં શરીર લોહી માંસનાં બનેલાં નથી? તને, મને પ્રાણ છે અને શત્રુને પ્રાણ નથી? પાણી જુદાં જુદાં વાસણોમાં ભર્યું હોય પણ તે એકજ છે કે જુદું? શત્રુ ને મિત્ર એ શું? શસ્ત્રથી બધાંનાં શરીર ઘવાય છે, સર્વને એક સરખી પીડા થાય છે, અને સર્વે મરણ પામે છે. એક જ પ્રભુ સર્વના દેહમાં અધિષ્ઠાન કરી રહ્યો છે. હું કે તું કોણ, અને શત્રુ કે મિત્ર કોણ? આ આપણો ને આ પારકો એમ કહેવાય જ કેમ?"

સુલોચનાએ પૂછ્યું, "માટે શું આપણે શત્રુને પણ-ભાઈ અને દુર્યોધનને પણ-મિત્ર કહેવા? દુર્જનનાં દુઃખ માટે પણ દુઃખી થવું? વિષ અને અમૃતને સરખાં જ ગણવાં?"

સુભદ્રા—"પુણ્યશાળી-ધર્માત્મા મનુષ્યના મનમાં એવીજ ભાવના રહેવી જોઇએ. ખરી મોટાઈ તો એમાં જ છે. પાપી ઉપર

પણ પ્રેમ કરે તે જ મનુષ્ય પરમેશ્વરને પ્રિય છે; તે જ પ્રેમનો સાચો અવતાર છે. સુગંધવાળાં અને ગંધ વગરનાં ફુલોને પૃથ્વી સરખા જ ભાવથી ગોદમાં રાખે છે. સમુદ્રના ઉદરમાં ઉજ્જ્વલ રત્નને સ્થાન મળે છે, તેમ રેતીને પણ મળે છે. સમદૃષ્ટિ અને સુખમય પ્રેમસંગીત શીખવાનાં આ સર્વ સ્થાન જ છે. અહીં સર્વત્ર સમબુદ્ધિ, સમાન પ્રેમ અને સમાન દયાનાં દર્શન થાય છે. આપણે સ્ત્રીઓ વિશ્વજનનિના પ્રતિબિંબ રૂપ છિયે. શત્રુ અને મિત્ર એ ભાવ આપણા માટે નથી. આપણે વરસાદના પાણીની પેઠે માતૃપ્રેમને પ્રવાહ સર્વત્ર વહેવરાવવો જોઇએ. મિત્ર ઉપરની પ્રીતિ સકામ હોવાથી તુચ્છ છે. શત્રુ અને મિત્ર એ સર્વને માટે સમભાવથી જેનો જીવ દુઃખાય છે તે દેવ જ છે. નાનાં બાળકોને આરંભમાં પોતાનાં માતાપિતામાં જ બધું જગત્ સમાય જાય છે, તે સિવાય બીજા કશાની તેમને ખબર હોતી નથી. ધીમે ધીમે તેમના સંસારની મર્યાદા વધે છે, અને ભાઇબિંહુનો તેમાં સમાવેશ થાય છે. યૌવનમાં પતિપત્ની સ્નેહતરંગમા મગ્ન થઇ, તેમના તે તરંગ પૃ અને આકાશમાં વ્યાપી રહે છે. આગળ જતાં સંબંધીઓના સ્નેહસ્વરૂપે સ્નેહનદીમાંથી અનેક ફાટા ફુટી અનંત મુખે તે સાગરને મળે છે. આ સ્નેહ-ધર્મવડે પ્રથમ મને આ બધો સંસાર કૃષ્ણ, અર્જુનમય લાગતો હતો. માતૃસ્નેહથી હૃદય પૂર્ણ થતાં સર્વ જગત્ અભિમન્યુ અને ઉત્તરામય લાગે છે. પિતા, માતા, ભાઇ, બહેન, પતિ, પુત્ર : એકંદરે આ સર્વ મહા વિશ્વથી સ્નેહની તૃપ્તિ થતી નથી; પરંતુ આ વિશ્વથી પર અનિર્વચનીય અને અનંત જે કંઇ છે તે તરફ મારી સ્નેહનદીનો પ્રવાહ વહે છે. ”

સુલોચનાના સ્વભાવતઃ વિનોદી સ્વભાવને ઉભરો આવ્યો. તે

ગાલમાંને ગાલમાં હસીને બોલી, "સુભદ્રા, તને આ જગતમાં સ્નેહ સિવાય બીજું કંઇ દેખાતું નથી અને મને ટંટાબખેડા કરવા સિવાય બીજું કાંઈ સૂઝતું નથી ! હું દ્વારિકાં છોડી અહીં આવી તોપણ ટંટાબખેડા કરવાની વાસના પૂર્ણ કરવાની ને મારી વાચાળ જીભને તૃપ્ત કરવાની આશા મને બીલકુલ દેખાતી નથી. તારી પાસે આવું તો તું ગાંડીની પેઠે ઇદંતૃતીયં સમજાવ્યા કરે ને ઉત્તરા પાસે જાઉં તો તે હસ્યા કરે. તેને કોઈ ગાળો દે તોય હસે અને મારે તોય હસે. તેને તો હસવા સિવાય બીજું કાંઇ સૂજતું જ નથી. હું તેની સાથે સુદામ લડવા જાઉં તોપણ તે હસવામાં જ લઇ જાય. સ્ત્રીઓનો દુર્લભ અવતાર મળ્યા છતાં લડાઈટંટા ન કરીએ તો આપણા જન્મનું સાર્થક શી રીતે થાય ? "

સુભદ્રા—" ખરેખર, ઉત્તરા હાસ્યની પૂતળી છે. ચંદ્રિકાથી પ્રકાશિત થતા પુષ્પવન પ્રમાણે તે શોભે છે. તેનું હૃદય કેવળ આનંદનો જ ઝરો છે. તેની ઉપર હજી સંસારની છાયા પણ પડી નથી. તેનું હસવું, બોલવું, આનંદ, પ્રેમ, સરલ સ્વભાવ, એ સર્વ જોતાં મને લાગે છે કે મારી ઉત્તરા આ લોકની નથી. કૃષ્ણ અને અર્જુનનો શિષ્ય અભિમન્યુ અને શિષ્ય ઉત્તરા એમનો લગ્નસંબંધ રમણીયતા અને પ્રતિભાના સમ્મેલન જેવો છે. "

સુલોચના—" તે ગમે તેમ હોય પણ મને તો લડાઈટંટા વગર કંઈ જ ગમતું નથી બહેન "

સુભદ્રા—" શું તેઓ બન્ને રાત દિવસ કલહ નથી કરતાં ? તેમનો મધુરો પ્રેમકલહ તો ચાલતો જ હોય છે ! "

**સુલોચના**—'તેમના મુર્ખ ગુરૂઓએ આપેલું શિક્ષણ અધુરૂં છે. હું તેમને લડાઇ ટંટા કરવાનું શીખવી અધુરૂં શિક્ષણ પૂરૂં કરવ ઘણોએ પ્રયત્ન કરૂં છું; પરંતુ હસવાના પૂરના પ્રવાહમાં મારૂં શિક્ષણ તણાઇ જાય છે, અને મારો શ્રમ વ્યર્થ જાય છે. ”

**સુભદ્રા**—“ સુલોચના, તારી લડવાની અનિવાર્ય ઇચ્છા બીજે ક્યાંઈ તૃપ્ત થતી નથી કે તું એ છોકરાંઓની પાછળ પડી છે ? ”

**સુલોચના**—“ સુભદ્રા, તું શું કહે છે ? સત્યભામાના કલહ-સાગર વડે મારી જે ઇચ્છા તૃપ્ત થઇ નહિ તે એક બે ઘુંટડાથી શી રીતે તૃપ્ત થાય ? ”

**સુભદ્રા**—“ તું મારી સાથે ચાલ, હું તારો રોગ મટાડી દઉં. આપણે ઘવાએલાની સેવા કરી આપણો સ્ત્રીધર્મ બજાવીએ. ”

**સુલોચના**—“ તારો સ્ત્રીધર્મ તને જ લખલાભ થાઓ, મને તેની જરૂર નથી. કૃષ્ણ-અર્જુનની સેવા મને બસ છે. ઉત્તરા મારી કન્યા અને અભિમન્યુ મારો પુત્ર: હું તેમને છાતી સાથે ચાંપીને બેસીશ. એજ મારો નારીધર્મ. ”

સુલોચનાના બોલવાનો હેતુ સમજાતાં સુભદ્રાની છાતી ભરાઇ આવી અને આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં. તે બોલી, “ પોતાના બાળકની માતા થવું અથવા પોતાની માતાનું બાળક થવું એમાં મહત્તા જરાએ નથી; પરંતુ બીજાના બાળકની માતા થવામાં અથવા બીજાની માતાનું બાળક થવામાં જ ખરી મોટાઇ છે—ખરૂં પુણ્ય છે. ”

એટલામાં મહર્ષિ વ્યાસનો એક શિષ્ય આવ્યાનું સુભદ્રાની એક સખીએ બહારથી આવીને કહ્યું. સુભદ્રાએ તેને ઘણા માન સાથે

અંદર તેડી લાવવાની આજ્ઞા કરી. તે અંદર આવતાં તેને પ્રણામ કરવા સુભદ્રા ઉભી થઇ. પરંતુ શિષ્ય તેને અટકાવી બોલ્યો, ' મેં જે ધર્મની દીક્ષા લીધી છે, તે ધર્મનો આત્મા ણ, બાહુબલ અર્જુન અને પુણ્યમયી તથા પ્રેમના ઝરારૂપ તમે મૂર્તિમન્ત શરીર છો, તે ધર્મની અમૃતમય ભાષા-પવિત્ર ગીતા, સકળ વિશ્વમાં વંદ્ય થએલા મારા ગુરૂદેવે, આશીર્વાદ સાથે તમને અર્પણ કરી છે. તમે માનવજાતિના અદષ્ટાકાશમાં વિરાજમાન થઈ ગીતારૂપી અમૃતનું સિંચન કરી, તૃપ્ત થએલા જગતના પ્રાણ શીતળ ચાંદનીથી શાંત કરો. "

સુભદ્રાએ નમન કરી ધર્મગ્રન્થ માથે ચઢાવી લીધો.



# પ્રકરણ ૪ થું.

## સુખતત્ત્વ.

કૃષ્ણ કહે છે, " ગુરૂમહારાજ, હું વૃંદાવનમાં ગાયો ચારતો હતો ત્યારે એક પ્રકારનું, જાણે આકાશમાં અપ્સરાઓ મન અને પ્રાણ-ને મોહિત કરનારૂં ગાન ગાતી હોય એવું દિવ્ય સંગીત મને સંભળાતું હતું. એ ગાનનો ધ્વનિ એવો હતો કે, ' આ ક્ષોભમય જગત્-માં થતો હાહાકાર તને નથી સંભળાતો ? સામ્રાજ્યમાં, સમાજમાં, ધર્મમાં, ક્યાંય પણ શાન્તિ નથી તેથી સર્વત્ર હાહાકાર થઇ રહ્યો છે. જુદાં જુદાં રાજ્યો વચ્ચે કલહો જામી રહ્યા છે, અને સ્વાર્થ અતિ-શય કેર પ્રવર્તાવે છે. ક્ષત્રીય અને બ્રાહ્મણ એક બીજા ઉપર ઉપરી-પણું મેળવવા માટે, વિદ્યુતવડે ભરેલા બે મેઘની પેઠે, મોટા આવેગથી એક બીજા ઉપર તુટી પડવાની તૈયારીમાં છે, તેનું નિવારણ કરવા તું યત્ન નહિ કરે ? ધર્મના વિષયમાં પણ મોહને લીધે અન્ધ થએલા લોકો વાસનાના મૃગજલની આશાએ નિરંતર દુઃખ ભોગવે છે. તે-મને જોઇ તારા હૃદયમા દયાના અંકુર નથી ફૂટતા ? *વેદમાં કહેલો ધર્મ સ્પષ્ટ થતો નથી, અને કેવળ યજ્ઞયાગ કરવા એ કર્મ પણ પૂર્ણ નથી. પ્રાણી માત્રનું હિત કરવું એજ ધર્મ અને નારાયણને

---

* **શ્રીમદ્ભગવદ્ગીતા** અ. ૨, શ્લો. ૪૨ થી ૪૦; અ. ૮, શ્લોક ૨૮; અ. ૯, શ્લો. ૨૦–૨૧; અ. ૧૧, શ્લો. ૫૩–૫૪.

**यामिमां पुष्पितां वाचं प्रवदंत्यविपश्चितः ।**
**वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः ॥ ४२ ॥**
**कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् ।**
**क्रियाविशेषबहुलां भोगैश्वर्यगतिं प्रति ॥ ४३ ॥**

ભક્તિભાવથી કર્મનું ફળ અર્પણ કરી ધર્મનું સાધન કરવું એજ કર્મ. તારી બાલ્યાવસ્થા પૂરી થઇ છે માટે હવે તું કર્મક્ષેત્રમાં અગ્રેસર થા. આર્ત સ્વરે જગત્ તને બોલાવે છે. તું તેનો નેતા થઈ જગતનાં દુઃખ દૂર કરવા પ્રવૃત્ત થા. ”

---

હે પાર્થ ! માત્ર વેદના વાદમાં જ પ્રીતિવાળા એટલે વેદના ખરા રહસ્યને નહિ જાણનારા અને ‘ વિષયોના ભોગો તથા ઐશ્વર્ય સિવાય બીજું કંઇ જ મેળવવા યોગ્ય નથી ’ એવું બોલનારા અજ્ઞાની માણસો રમણીય લાગે એવી વાણી બોલે છે, અને કામનાવાળા તથા સ્વર્ગને જ શ્રેષ્ઠ માનનારા તેઓ ભોગ અને ઐશ્વર્યની પ્રાપ્તિ માટે, જન્મ તથા કર્મના ફળને આપનારી ઘણા પ્રકારની ક્રિયાઓ કરવાનું કહે છે. ૪૨-૪૩.

**भोगैश्वर्यप्रसक्तानां तयाऽपहृतचेतसाम् ।**
**व्यवसायात्मिकाबुद्धिः समाधौ न विधीयते ॥ ४४ ॥**

પણ જેઓ ભોગ તથા ઐશ્વર્યમાં આસક્તિવાળા છે તથા એવી વાણીથી જેઓનાં મન મોહિત થયાં છે તેઓની બુદ્ધિ સમાધિમાં એકાગ્ર થતી નથી. ૪૪

**त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन ।**
**निर्द्वन्द्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम आत्मवान् ॥ ४५ ॥**

વેદો ( કર્મકાંડમાં ) સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણોનું જ વિવેચન કરે છે, પણ હે અર્જુન ! તું તે ત્રણે ગુણોથી રહિત થા, તથા ( સુખ દુઃખ આદિ ) જોડકાં રહિત, નિત્ય ચિત્તશુદ્ધિવાળો, યોગ ( પ્રાપ્ત કરવું ) અને ક્ષેમ ( સાચવવું ) વગરનો તથા આત્મામાંજ નિષ્ઠાવાળો થા. ૪૫

**यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके ।**
**तावान्सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः ॥ ४६ ॥**

આટલું કહી કૃષ્ણ સ્તબ્ધ રહ્યા. વ્યાસમુનિ પણ ચિત્રની પેઠે સ્તબ્ધ થઇ વિચારમાં નિમગ્ન થયા. કૃષ્ણે ફરી કહ્યું, "હું અધ્યયન કરતો હતો ત્યારે પણ આવું જ કરૂણ સંગીત મને સંભળાતું હતું. આ ગાનાર કોણ અને ક્યાં ગાય છે એ વિચાર મારા મનમાં થયાં કરતો હતો. એક ગોવાળનો છોકરો સકળ જગતનાં દુઃખ કેવી રીતે

---

સર્વ તરફ પાણીથી ભરપૂર તળાવમાંની વાવ જેટલી ઉપયોગી છે, તેટલા જ જ્ઞાની બ્રાહ્મણને વેદ ઉપયોગી છે. ૪૬

**कर्मण्येवाधिकारस्ते मा फलेषू कदाचन ।**

**मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्माणि ॥ ४७ ॥**

તારો અધિકાર માત્ર કર્મ કરવાનો છે, પણ તેના ફળની ઇચ્છાનો અધિકાર તને કદી નથી. માટે કર્મનાં ફળ મેળવવાનો હેતુ તું રાખ નહીં, તેમ કર્મોનો ત્યાગ કરવામાં પણ તું પ્રીતિ કર નહિ. ૪૭

**वेदेषु यज्ञेषु तपःसु चैव । दानेषु यत्पुण्यफलं प्रदिष्टम् ।**

**अत्येति तत्सर्वमिदं विदित्वा । योगीपरं स्थानमुपैति चाद्यम्॥२८॥**

વેદોમાં યજ્ઞોથી, તપથી તથા દાનથી જે પુણ્યરૂપી ફળ કહ્યાં છે તે સર્વ ફળને આ બે ગતિ જાણવાથી યોગી ઓળંગી જાય છે, અને તે પરમ ધામને પામે છે. ૨૮

**त्रैविद्या मां सोमपाः पूतपापा यज्ञैरिष्ट्वा स्वर्गगतिं प्रार्थयन्ते ।**

**ते पुण्यमासाद्य सुरेंद्रलोकमश्नंति दिव्यान्दिवि देवभोगान्॥२०॥**

ત્રણ વેદને જાણનારા, સોમરસનું પાન કરનારા, પાપથી મુક્ત અને યજ્ઞોથી મારૂં પૂજન કરનારા, સ્વર્ગની ગતિને પામવા પ્રાર્થના કરે છે. તેઓ પુણ્યવાળા ઇંદ્રલોકને પામીને દેવોના દિવ્ય લોકને ભોગવે છે. ૨૦

**ते तं भुक्त्वा स्वर्गलोकं विशालम् क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति।**

**एवं त्रयीधर्ममनुप्रपन्ना गतागतं कामकामा लभन्ते ॥ २१ ॥**

દૂર કરી શકે ? નિર્મળ પતંગીઉં વેદરૂપી હિમાચલને કેવી રીતે ઉચકી શકે ? વેદના અસહ્ય ભાર નીચે દબાઇ ગએલા, યજ્ઞની ધુણીવડે મેઘાચ્છાદિત થએલા, અને વાસનાગ્નિવડે સળગી ઉઠેલા આ ભરતખંડમાં નવીન ધર્મનો પ્રસાર મારાથી કેમ થઇ શકે ? ગર્ગમુનિએ અદૃષ્ટપટમાં મારા નિયત-નિર્માણની રેખા મને દેખાડી ત્યારથી એ નિર્માણના સંગીતનો ગુંજારવ મારા કાનમાં એક સરખો થયાંજ કરે છે. ક્યારેક ક્યારેક મારા હૃદયમાં પ્રખર વૈરાગ્ય જાગ્રત થતો ને મનમાં આવતું કે સંસારનો ત્યાગ કરી સંન્યસ્ત લેવું, અને નવીન ધર્મનો પ્રસાર કરી મનુષ્યોના દુઃખનું નિવારણ કરવું. પરંતુ મેં ઉપર તેમજ ચારે બાજુએ નજર કરીને જોયું તો મને લાગ્યું કે જગતનો વિસ્તાર કેટલો અનંત છે ! તે સુખ અને સૌન્દર્યથી મુક્ત હોઇ કર્મ સંગીતથી ભરેલું છે.

---

તે વિશાળ સ્વર્ગલોકને ભોગવીને તેઓના પુણ્યનો નાશ થતાં તેઓ આ મૃત્યુલોકમાં પાછા આવે છે. એ પ્રમાણે ત્રણ વેદમાં કહેલા ધર્મને અનુસરવાથી તથા કામનાવાળા હોવાથી તેઓ જન્મ મરણને પામ્યા કરે છે. ૨૧

**नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।**

**शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥ ५३ ॥**

જે પ્રકારનું તેં મારૂં દર્શન કર્યું તેવું દર્શન વેદથી, તપથી, દાનથી કે હોમથી થવું શક્ય નથી. ૫૩

**भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ।**

**ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥ ५४ ॥**

હે અર્જુન ! મારી અનન્ય ભક્તિથી જ એ પ્રકારનું મારૂં જ્ઞાન મનુષ્યને થઇ શકે છે, અને હે પરંતપ ! હું તત્ત્વથી તેને જણાઇ શકું છું, અને મારામાં તે પ્રવેશ કરી શકે છે. ૫૪

આકાશમાં ગ્રહ અને તારાઓ છે; પૃથ્વી ઉપર પર્વત, સમુદ્ર, નદીઓ, ઝાડપાન વગેરે છે. જન્મતાંની સાથે જ કર્મ જોડાએલું છે. આ કર્મ એ જ નિયતિ. શું આ નિયમને મનુષ્ય અપવાદ છે? સંસાર વ્યવહાર, ઘરબાર, પિતામાતા, પત્ની, પુત્ર એ સર્વ ભ્રમરૂપ જ છે કે શું? નારાયણ, શું તારી એવી ઇચ્છા છે કે, હૃદયની ઉચ્ચ અને પવિત્ર વૃત્તિઓને મારે મૂળમાંથી જ દબાવી દેવી અને જન્મભૂમિનો તથા જન્મગૃહનો ત્યાગ કરી વનમાં ચાલ્યા જવું?

"પિતા, માતા, પત્ની, પુત્ર એમાંના કોઈ ઉપર પણ મારાથી પૂર્ણ પ્રેમ થઈ નહિ શકે તો સંપૂર્ણ માનવ જાતિ ઉપર તેમજ અનંત અને અચિંત્ય એવા પરમેશ્વર ઉપર શી રીતે થઇ જ શકશે? પોતાની જન્મભૂમિ ઉપર પ્રેમ ઉત્પન્ન નહિ થાય તો કલ્પનાતીત એવા સમગ્ર વિશ્વ ઉપર શી રીતે થઈ શકશે? ગંગા ઉગમસ્થાને નાની હોય છે પરંતુ છેવટે તે સાગરને મળે છે. વૃક્ષનો અંકુર પ્રથમ નાનો હોય છે, પરંતુ ક્રમે ક્રમે વધી તે વનમાં વિશાળ છાયા આપવા જેવડું મોટું થાય છે. ઘર છોડી વનમાં જવાથી મનમાં રહેલી વાસનાઓ શું નષ્ટ થશે? કાંટાવાળું ઝાડ એક ઠેકાણેથી ઉપાડી બીજે ઠેકાણે વાવવાથી તેના કાંટા નષ્ટ થશે કે? સંસારમાની અનેક મોહક વસ્તુઓ ઇન્દ્રિયોને આકર્ષે છે અને તેથી વાસનાનો થાય છે. વનમાં જઈ ઇન્દ્રિયોને ભૂખી રાખવાથી શું વાસના અગ્નિ શાંત થશે? આંધળાને જોવાની અને બહેરાને સાંભળવાની પ્રબળ ઇચ્છા નથી હોતી કે? મનુષ્ય જાત ચક્ષુહીન કે કર્ણહીન થાય તો તેથી શું તેને પરમાર્થનો લાભ મળશે? ખરેખર, આ માર્ગ સત્ય ધર્મનો નથી. આ અધર્મનો માર્ગ જોઈ

મારૂં હૃદય વ્યથિત થાય છે. ઇન્દ્રિયો અને વાસનાનો છેક નાશ કરવામાં આવે તો પછી મનુષ્યત્વ રહે જ શી રીતે ? વૃક્ષનાં ફળ, ફૂલ, શાખાઓ અને પાંદડાનો નાશ કરવામાં આવે તો પછી તેનું વૃક્ષત્વ રહે જ ક્યાંથી ? મનુષ્યનું શરીર અને ઇન્દ્રિયો એ સુખ અને શિક્ષણનાં સાધનો છે. વાસના અને ઇન્દ્રિયો મનુષ્યને સુખના માર્ગ તરફ લઈ જાય છે. શું વિધાતાએ આ સૃષ્ટિ અકારણ રચી છે? આ મહાસૃષ્ટિ જુઓ. સકળ વિશ્વ સુખી થાય એવી તેની પ્રબળ ઇચ્છા છે. આ મહાવિશ્વ એ અશ્રાંત અને અપાર ઇચ્છાની ઘોષણા કર્યા કરે છે. વિધાતાના વાસનાસાગરને જ્યારે મનુષ્યની વાસનાનદી શત મુખે મળે છે, ત્યારે મનુષ્યનું અને જગત્‌નું સુખ એક થઈ જાય છે. સ્વસામર્થ્યાનુસાર આપણે જગતના કલ્યાણ માટે પ્રયત્ન કરવા લાગીએ એટલે આપણા સુખમાં પણ ઉત્તરોત્તર વૃદ્ધિ થતી જાય છે. **ઘરમાં કે વનમાં-ગમે ત્યાં રહી મનુષ્યનો સનાતન ધર્મ એટલો જ છે કે જગતનું કલ્યાણ કરવું. તેની વાસના અને તેનું સાધ્યપણું એ જ હોવું જોઇએ. ઉત્તમમાં ઉત્તમ ધર્મક્ષેત્ર વન નથી** પણ ગૃહ છે. માતપિતા, પતિ પત્ની, પુત્ર, ગૃહ વગેરે સર્વ આ ધર્મમાર્ગે જવા માટેનાં આશ્રયભૂત સુન્દર સાધનો છે. તેનું અવલંબન કરતાં મનુષ્ય માર્ગ કાપવા સમર્થ થાય છે અને સુખરૂપી સ્વર્ગનાં દર્શન કરી શકે છે. **નારાયણ એ કેવળ સુખનો સાગર** છે. ખરો સંન્યાસ એજ છે કે મનુષ્યનું ખરૂં ધર્મક્ષેત્ર જે ગૃહ તેમાં રહેવું અને જગતનું કલ્યાણ કરવાની ભાવના રાખવી. આ જ વ્રતનો સ્વીકાર કરવાના ઉદ્દેશથી

હું ઘેર આવ્યો. મહાવિશ્વ એ જ ઘર અને એ વિશ્વમાંનાં અસંખ્ય પ્રાણીઓ એ જ મહાપરિવાર. આ અનંત વિશ્વમાં એ સર્વને ચલાવનાર એક જ પ્રાણ છે. આ વિશ્વ અતિશય સુખતૃષ્ણાથી વ્યાપ્ત થએલું છે. મત્ત મધુકરની પેઠે વાસનારૂપ પુષ્પમાં મનુષ્ય સુખ શોધે છે. પાણીના એક બિંદુનું કલ્યાણ આખા સમુદ્રના કલ્યાણથી ભિન્ન નથી. સુખનું આ તત્ત્વ ન સમજાયાથી જગત્ દુઃખથી હાહાકાર કરી રહ્યું છે. જે અનંત નીતિચક્રવડે મનુષ્યને મનુષ્યત્ત્વ પ્રાપ્ત થાય છે, અને મનુષ્યત્વની વૃદ્ધિ થાય છે. તે નીતિયંત્ર એજ માનવધર્મ એમ કહેવું જોઇએ. જેનાવડે આપણને આ ધર્મનું જ્ઞાન થાય **છે તે શાસ્ત્ર**, અને આ ધર્મનો અભ્યાસ કરવો તથા તે પ્રમાણે વર્તવું એજ **કર્મ**. આ મનુષ્યત્ત્વની ગતિ ચિદાનંદ નારાયણ સ્વરૂપ સમુદ્ર તરફ છે. મનુષ્યત્ત્વ અનંત છે અને માનવજાતિનું સુખ પણ અનંત છે. નારાયણ સ્વરૂપ સાગર સાથે સંગમ થવો એ જ મોક્ષ. આ મહા સુખતત્ત્વનું આવિષ્કરણ કરી નવીન ધર્મનો પ્રસાર કરવો અને લોકોને દાખલો આપી, જગતને ઘોર દુઃખાર્ણવમાંથી પાર લઇ જવાં, એવો વિચાર કરી હું ઘેર ગયો. પરંતુ આ વ્રત કેટલું બધું કઠણ છે ? મને નહોતું લાગ્યું કે કુરૂક્ષેત્ર મારૂં કર્મક્ષેત્ર થશે અને ભારતીયુદ્ધ રૂપ ઘોર દાવાનલ સળગી ઉઠશે. **નારાયણ**, તારી લીલા અગાધ છે. ”

**વ્યાસ**—“ કૃષ્ણ, વજ્રાઘાત, ભયંકર વાદળાં, ઘોર દાવાનલ અથવા જલપ્રલય, વગેરેથી વિશ્વનું અચિન્ત્ય કલ્યાણ જ થાય છે: જો કે પ્રથમ તે આપણને સમજાતું નથી. આ વજ્રાઘાતથી અને વાદળાંથી વાતાવરણ સ્વચ્છ થઇ, ભારતાકાશ પવિત્ર અને

નિર્મળ થશે. આ દાવાનલથી કાંટાવાળાં ઝાડ મૂળમાંથી બળી જશે. જલપ્રલયથી જમીન ફલદ્રુપ થશે, અને તેના પરિણામે નવીન શક્તિ અને ધર્મના બળનો સંચાર થશે. ”

કૃષ્ણ—“ મહર્ષિએ કહ્યું છે કે ‘મનુષ્યનું દૃષ્ટ* બહુ થોડું છે અને અદૃષ્ટ અનંત છે’ તે ખરૂં છે. અનંત તિમિરમાં મનુષ્ય પતંગીઆની પેઠે અદૃષ્ટના હાથમાં ક્રિડા કરે છે. હું સર્વત્ર શાન્તિ ફેલાવવા ગયો અને અહીં આ ઘોર સંગ્રામ વચ્ચે ઉપસ્થિત થયો ! હું ધર્મનું સામ્રાજ્ય સ્થાપવા ગયો અનેઅહીં આ અધર્મની

* ‘નશીબમાં હશે તે થશે,’ એમ કહેવાથી મૂર્ખનું સાંત્વન થાય છે અને આળસુને આશા રાખવાનું કારણ મળે છે. પરંતુ જે અદૃષ્ટ કહેવાય છે તે કાંઈ ખોટું નથી. આ જગતમાં માનવસૃષ્ટિ અને જડસૃષ્ટિ એવી બે સૃષ્ટિ છે. આ બેઉ સૃષ્ટિ અનંત છે. મનુષ્ય તો ફક્ત એક પતંગીઆ જેવો છે. આ બેઉ સૃષ્ટિમાંના રેતીના એક કણનું પણ સંપૂર્ણ જ્ઞાન માણસને થઇ શકતું નથી. આ બન્ને સૃષ્ટિ-માં પડેલાં કેટલાંએ તત્ત્વરત્નોની રાશિઓને અદૃષ્ટ કહે છે. મનુષ્ય-નું દૃષ્ટ થોડું અને અદૃષ્ટ અનંત છે. એક ઘડીમાં ક્યાં શું થશે તે માણસથી સમજી શકાતું નથી. માણસનાં મોટાં મોટાં કાર્ય સફળ થવાની અણી પર હોય છે, સઢ ચઢાવી વહાણ કીનારે નાંગરવાની તૈયારીમાં હોય છે, એટલામાં એકદમ પાણીનાં મોજાં ચઢી આવે છે અને વહાણને સમુદ્રને તળીએ બેસાડી દે છે. ત્યારે અદૃષ્ટ નથી એમ કોણ કહી શકશે ? જ્ઞાનરૂપી પ્રકાશવડે આપણા કર્તવ્ય તરીકે જે દેખાય તે કરવું એ જ ધર્મ, એજ પુણ્ય. કર્તવ્ય કરવું એટલો જ આપણો—દરેક માણસનો—અધિકાર છે. શ્રમ નિષ્ફળ જાય તો સમજવું કે શ્રમ નિષ્ફળ જવાનું કારણ કાર્યમાં જ ગુપ્ત રીતે વાસ કરતું હતું. આને જ આપણું અદૃષ્ટ માનવું.—**रैवतक: अदृष्टवाद.**

નદીમાં ભયંકર પૂર આવ્યું! કોઈના પગમાં કાંટો સરખો વાગેલો જોતાં મારા મર્મસ્થાનમાં વિષમ વેદના થાય છે, અને આજ અગિયાર દિવસ થયાં ચાલતું આ ઘોર યુદ્ધ અને ભયંકર હાહાકાર હું કઠોર હૃદય કરીને જોયાં કરૂં છું! મને લાગે છે કે શીતલ દેખાતા જ્વાલામુખી પર્વત પ્રમાણે હું બહારથી દેખાવામાં જ માત્ર સૌમ્ય છું, પણ મારા હૃદયમાં તો ભયંકર અગ્નિ ભરેલો છે."

**વ્યાસ**—"વત્સ, મંગલમય, કરુણામય અને જ્ઞાનસાગર એવો જે નારાયણ તેની સૃષ્ટિમાં નિત્ય કેટલીએ હત્યાઓ અને કેટલો હાહાકાર થાય છે! તથાપિ તેનું લક્ષ્ય—સાધ્ય પ્રીતિમય અને પ્રેમના આદર્શ સમાન છે. ભવિષ્યકાળની વાણી શું કહે છે તે તમે સાંભળતા હશો જ."

**કૃષ્ણ**—"મુનિવર્ય, આપની કૃપાથી હું ભવિષ્યકાળનું મુખ અવલોકી શકું છું, અને કુરૂક્ષેત્રમાં અર્જુનના રથ ઉપર બેઠો હોઉં છું ત્યારે ભવિષ્યકાળની વાણી સિવાય બીજું કાંઈ મને સંભળાતું નથી. એ કરુણ વાણી કહે છે કે, 'હે દયાનિધિ! આ દુઃખમય પૃથ્વી તરફ જુઓ ને તેના દુઃખનું નિવારણ કરી અમારો ઉદ્ધાર કરો,' પણ મારાથી જગતનાં દુઃખોનું નિવારણ થયું નથી અને ભવિષ્યમાં થઇ શકે એમ પણ મને લાગતું નથી."

**વ્યાસ**—"કૃષ્ણ, દુઃખ નિવારણ થાય છે અને થશે એમાં બીલકુલ સંશય નથી. હાલ જે ચિહ્‌ન દેખાય છે તે ઉપરથી એ જ સ્પષ્ટ દેખાય છે. કૃષ્ણ, તમારો જન્મ થયો તેની સાથે જ દ્વાપરયુગ પૂરો થવા આવ્યો. નવીન અવતાર, નવીન યુગ અને

નવીન ધર્મ, એ સર્વેનો ધીમે ધીમે સંચાર થતો જાય છે. આ કુરૂક્ષેત્રમાં સજ્જનોનું રક્ષણ, દુષ્ટોનું દમન, અધર્મનો ક્ષય અને ધર્મનું સામ્રાજ્ય થાય છે. આ નરમેધ બંધ કરી ધર્મરૂપી સામ્રાજ્યની સ્થાપના કરો અને અર્જુનના સારથી મટી [1]જગતના સારથી થાઓ. ”

કૃષ્ણ—“ ભીષ્મ અને દ્રોણ ઘોર અધર્મનું સારથીપણું કરી, માણસના લોહીથી પૃથ્વીને નવડાવવા તૈયાર થશે એવું શું કોઇને લાગતું હતું ? ભીષ્મના દસ દિવસના ઘોર સંગ્રામનું અને છેવટની ભયંકર રણક્રીડાનું સ્મરણ થતાં મારૂં હૃદય ચીરાઈ જાય છે. હમણાં દ્રોણાચાર્ય પણ ફરી કેવી ભયંકર સમરક્રીડા કરી રહ્યા છે ! મને લાગતું હતું કે અર્જુન જેવા વીરનું સારથીપણું કરવાથી બે દિવસમાં આ દાવાનલ શાંત થઇ જશે. શત્રુ તરફનાં મોટાં મોટાં ઝાડ બળી ભસ્મ થઈ જાય એટલે નાનાં નાનાં ઝાડ ઝાંખરાં અને તણખલાંની તો રાખ થઈ સહેજે ઉડી જ જાય. પરંતુ અર્જુનના હૃદયમાં કરુણાનો ઝરો કેટલો ભરેલો છે તે મારા જાણવામાં નહોતું. તેનામાં વડવાનલ પ્રમાણે ક્ષત્રીય ધર્મ પ્રદીપ્ત હોવા છતાં કરુણાથી તેના હસ્ત શિથિલ થઇ જાય છે. રૂપ અને વીર્યમાં પાર્થ નવીન જલધર પ્રમાણે છે. ગાંડીવનો ટણત્કાર એ જ મેઘગર્જના, અને બાણોનો સમૂહ એ જ વીજળી. તેના બાણ અને ધનુષ્ય કરુણારૂપી જલમાં ભીંજાએલાં છે. તેની આંખોમાં

---

[1]. ‘ વિશ્વ એ તારૂં કુરુક્ષેત્ર, જીવાત્મા એ અર્જુન; ધર્મ અને અધર્મ, પાપ અને પુણ્ય એમનામાં લડાઇ થાય છે. તું નરરૂપી નારાયણ સારથી થઈ જીવાત્માનો વિજય કરાવે છે.’—કુરુક્ષેત્રઃ કૃષ્ણનામ.

અગ્નિ, હૃદયમાં શીતલ જળ અને બાહુમાં અજીત બળ છે. કરુણાને લીધે તેનું અંતઃકરણ નિર્મળ થયું છે. કોઈ અકલ્પિત કૃત્યના ભયંકર આઘાતવડે તેનું હૃદય વજ્ર જેવું કઠણ નહિ થાય તો દ્રોણાચાર્ય પાંડવના સૈન્યનો હજી કેટલા દિવસ સંહાર કરશે તે કહેવાતું નથી. અર્જુન ગુરૂભક્ત હોવાથી દ્રોણ સાથે યુદ્ધ કરવાનો માત્ર વેષ ભજવે છે !"

વ્યાસ—" કૃષ્ણ, આ યુદ્ધરૂપી અગ્નિ અધર્મના બળને બાળી ભસ્મ કરી થોડા જ વખતમાં ઓલવાઈ જશે, અને નવીન ધર્મરૂપ ચન્દ્રનો ઉદય થઇ, ચરાચરને શાન્તિ આપશે."

કૃષ્ણ—" શું આસપાસ બીજાં કોઈ વાદળાંની છાયા નથી કે ?"

વ્યાસ—" છે, દુર્વાસાદિક મેઘમાળા છે. એ વાદળાં ધીમે ધીમે ચડી એકઠા થતા જાય છે. ઘાસની સળી ઉંચે ઉરાડી, પવન કઈ દિશાનો વાય છે તે મેં જોયું છે. પણ શરદ્ઋતુનાં આ વાદળાં બહુ વખત ટકશે નહિ. જગતના મસ્તકસ્થાને ગગનસ્પર્શી હિમાચલ વિરાજમાન થએલો છે, તેના પવિત્ર નિઃશ્વાસથી મનુષ્યોના તપેલા પ્રાણ શીતળ થશે અને આ વાદળાં વીખરાઈ ક્યાંના ક્યાં ચાલ્યાં જશે."

કૃષ્ણ—" નારાયણ, અર્જુન એ તારૂં ચક્ર અને દ્વૈપાયન એ શંખ છે. અર્જુન પોતાના બાહુબળથી કુરૂક્ષેત્રમાં તારા ધર્મમંદિર માટે પાયો ખોદે છે ને વિશ્વકર્મા દ્વૈપાયન એ પાયા ઉપર મંદિર ચણશે. અનંતકાળ સુધી ગર્જના કરનારા પોતાના મહાગંભીર સાદે એ માનવ યાત્રાળુઓને બોલાવી શાન્તિગૃહનાં દર્શન કરાવશે. અર્જુનનું કુરૂક્ષેત્ર અંતર્હિત થવા લાગ્યું છે, અને વ્યાસના

કર્મક્ષેત્રનો વિસ્તાર અધિકાધિક પ્રસરવા લાગ્યો છે. દુષ્ટોનું દમન કરવાનું અર્જુનનું અને સાધુજનોનો ઉદ્ધાર કરવાનું વ્યાસનું વ્રત છે. અર્જુન પાસે ગાંડિવધનુષ્ય, વિવિધ શસ્ત્રાસ્ત્ર અને અક્ષય કવચ છે. વ્યાસ પાસે જ્ઞાનતત્ત્વની અવિનાશી ગીતા છે. અર્જુને આ ચક્રવડે અધર્મનો સંહાર કર્યો છે; હવે વ્યાસે પોતાનાં શસ્ત્ર લઈ રણમાં અગ્રેસર થવું અને શંખનાદ કરી ગીતા ધર્મનો પ્રસાર કરવો."

વ્યાસ—" કૃષ્ણ, શંખ, ચક્ર અને કવચ એ સર્વ તમારાં જ આયુધ છે. તમે વગાડશો તેમ શંખ વાગશે. પાર્થ અને વ્યાસ એ બન્ને તમારા જ હાથનાં હથિયાર છે. મેં જ્યારે સાંભળ્યું કે વૃંદાવનમાં એક દિવ્ય કુમાર ઇન્દ્રનિમિત્તે કરેલા યજ્ઞયાગનો નિષેધ કરે છે, અને ગોપ તથા ગોપાઙ્ગનાઓ તેની ભક્તિમાં દેહભાન ભૂલી ગયાં છે—પત્ની પોતાના પતિને છોડી, માતા બાળકને છોડી પૂર્ણ પ્રેમભક્તિથી તેની આરાધના કરે છે—ત્યારે જ હું સમજ્યો કે દ્વાપરયુગનો અંત આવી, નવીન યુગનો સંચાર થાય છે, અને વૃંદાવનમાં નવીન યુગના અવતારે જન્મ ધારણ કર્યો છે. હે નરરૂપ નારાયણ, હું ત્યારથી તમારા મહાત્મ્યનું ધ્યાન કરૂં છું, અને મેં તમારા પ્રત્યે આત્મસમર્પણ કર્યું છે. માત્ર તમારી લીલાનું અવલોકન કરવા સારૂ પ્રભાસ કીનારે મેં બીજા આશ્રમની સ્થાપના કરી, કુરૂક્ષેત્રમાંની તમારી લીલા નિહાળવા તેની નજીક જ પર્ણકુટિ કરી છે. હવે મને બીજું કાંઇ સૂઝતું નથી. ભક્તિથી તમારૂં ભાગવત અને મહિમાપૂર્ણ મહાભારત ગાવું એટલું જ મારૂં શેષ કર્તવ્ય રહ્યું છે."

# પ્રકરણ ૫ મું.

## સમ્મેલન.

બોરસળીના ઝાડ નીચે જાણે ચન્દ્રકિરણોનો ગાલીચો બિછાવ્યો હોય તેવી ચાંદની પથરાઇ રહી છે. શૈલજા અને સુભદ્રા એક બીજાને આલિંગન દઇને બેઠી છે. શૈલજાને ચુંબન કરી સુભદ્રા બોલી, " બહેન, તું હવે હમેશાં મારી પાસે જ રહે, મને છોડીને ક્યાંય જઇશ નહિ; હું તને જવા નહિ દઉં. ચૌદ વર્ષ થયાં પાર્થ અને હું તારી ચિંતા કરીએ છીએ. વાસુકીએ તને મારી નાખી હશે એમ સમજી વ્યાકુળ ચિત્તે અમે તારે માટે વખતોવખત શોક કરતાં હતાં. વળી અમને લાગતું કે, એ વનપુષ્પ કોઇ પણ અજ્ઞાત સ્થળે રહી પોતાની સુવાસ ફેલાવતું હશે, અને મનુષ્ય પ્રાણીના તપેલા આત્માને શાન્તિ આપતું હશે. તું કયારેક પણ મળીશ એવી આશા અમને હતી જ. તેં હરણી પ્રમાણે વનમાં અહીંતહીં ભટકીને અત્યંત દુઃખ સહન કર્યું છે. હવે તું અમને છોડીને ના જઇશ. "

શૈલજા થોડો વખત સ્તબ્ધ થઇ રહી અને પછી બોલી " બહેન, તું મને પ્રથમ એ કહે કે કેવળ વનમાં દુઃખ જ છે, અને ઘરમાં—જે ઘરના આંગણામાં કુરૂક્ષેત્રના જેવો ઘોર સંગ્રામ મચી રહ્યો હોય છે ત્યાં—શું સુખ છે ? "

સુભદ્રાનું મુખ ગંભીર થયું અને વિસ્તૃત નેત્ર અલૌકિક પ્રતિભાથી ઉજ્જવલ થયાં. તે બોલી, " શૈલજા, આ જગત સુખ માટે આતુર થએલું છે; સુખની શોધ કરવી એ જ જગતની સ્થિતિ અને

ગતિ છે. આ જગતનો નિર્માણકર્તા જે પ્રમાણે સુખમય છે તે જ પ્રમાણે તેની સૃષ્ટિ પણ સુખમય છે. મનુષ્યને ઇચ્છિત સુખ મળતું નથી અને તે માટે તે રૂદન કર્યા કરે છે. પરંતુ તેને સમજાતું નથી કે મનુષ્યનું સુખ ઘરમાં, વનમાં, ધનમાં, રાજ્યમાં કે તપશ્ચર્યામાં નથી. "

શૈલજાએ પૂછ્યું, " ત્યારે સુખ છે શામાં ? "

સુભદ્રા—" તારા આ પ્રશ્નનો ઉત્તર આ જગત્ અનન્તકણ્ઠે આપી રહ્યું છે. વિહંગનું સુખ વિહંગત્વમાં છે, પશુનું સુખ પશુત્વમાં છે, પુષ્પનું સુખ પુષ્પત્વમાં છે, અને બહેન ! મનુષ્યનું સુખ મનુષ્યત્વમાં છે. "

શૈલજાએ ફરી પ્રશ્ન કર્યો, " અને મનુષ્યત્વ તે વળી શું ? "

સુભદ્રા—" આત્મા, મન અને શરીર મળીને મનુષ્ય થયું છે. આ ત્રણે વિભૂતિના ચરિતાર્થમાં મનુષ્યત્વ છે. જે નીતિવડે શારીરિક, માનસિક અને આધ્યાત્મિક વૃત્તિનું પોષણ થાય છે તે જ માનવધર્મ. સ્વધર્મ પાલન કરવામાં આસક્ત રહી એ વૃત્તિઓના ચરિતાર્થમાં મનુષ્ય જે પ્રમાણે પ્રવૃત્ત થાય છે તે પ્રમાણે તેને મનુષ્યત્વ અને નિર્મલ સુખ પ્રાપ્ત થાય છે. "

શૈલજા—" દેવિ, આ મનુષ્યત્વ અથવા સ્વધર્મસાધન વનમાં પ્રાપ્ત ન થાય કે ? "

સુભદ્રાએ શાંતિથી કહ્યું, " બહેન, આ ધર્મનું ઉત્તમ ક્ષેત્ર ગૃહ છે. અને આ ધર્મનું મંદિર લોકહિતના, કિંબહુના સર્વ પ્રાણીમાત્રના હિતના પાયા ઉપર રચાએલું છે. "

**શૈલજા**—" ત્યારે તો બહેન, તું વનમાં ચાલ. આ આખા જગતમાં લોકહિત સાધવાનું વિશાળ ક્ષેત્ર વનના જેવું બીજું કોઈ નથી. આ ભરતભૂમિ જે પ્રજાની પિતૃભૂમિ છે તે અનાર્યો આજ ક્યાં છે અને તેમની દશા કેવી થઈ છે તે ત્યાં જો. તે રાજ્ય અને ઘર વગરના થઈ ગયા છે. તેમને પુરતું ખાવાનું પણ મળતું નથી, અને વનવગડામાં પશુ પ્રમાણે અહીં તહીં ભટકે છે. આજ આર્ય લોકો દેવોની પેઠે સામ્રાજ્ય અને સુખનો ઉપભોગ કરે છે. તેમનાં આજ કેટલાં શાસ્ત્રો છે, કેટલા આશ્રમ છે ! તેમના અદષ્ટાકાશમાં સૂર્યોદય થઈ બધે પ્રકાશ ફેલાઇ રહ્યો છે, અને બિચારા અનાર્યોને અઘોર અમાસની કાળી રાત્રિ છે. બહેન, શું આ આમ જ ચાલશે ? હે પતિતપાવન નારાયણ ! આ પતિત જાતિ ઉપર તું કૃપાદૃષ્ટિ નહિ કરે ? નાનપણમાં મારા પિતા મને કહેતા કે ' સુખ ધર્મમાં છે, અને ઇંદ્રિયોનું દમન કરવું એ ધર્મની સરણિ છે. રાજ્યધન મારે ન જોઇએ ! મારી શૈલજા ધર્મની રાણી થશે. તે અનાર્યોની ધર્મ તરફ પ્રવૃત્તિ કરી હરિનામામૃતનો વરસાદ વરસાવશે અને અનાર્ય લોકોનું રક્ષણ કરશે. ધર્મ સિવાય અનાર્યોનો ઉદ્ધાર થવાનો નથી. ' પરંતુ બહેન, હું અનાથ છું, મારાથી શું થાય ? પ્રથમ મારૂં મન અર્જુન ઉપર બેઠું અને તેના સ્નેહ માટે હું ગાંડી થઈ હતી; પરંતુ એ સ્નેહને જલદી જ શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત થયું. વનમાં અર્જુનની પ્રતિમા સ્થાપન કરી હું તેની ઉપાસના કરવા લાગી. "

**સુભદ્રા**—" શુદ્ધ સ્નેહ એ સ્વર્ગનું એક પગથિયું છે. જેમના સ્નેહમાં આસક્તિ અથવા વાસનાની યત્કિંચિત્ પણ છાયા નથી તે મને દેવની પેઠે પૂજ્ય છે. "

શૈલજા—" થોડા દિવસ ઉપર દ્વૈપાયનમુની આ દાસીની ઝુંપડીએ આવ્યા ત્યારે મારી તપશ્ચર્યા સફળ થઈ. તેઓ અંતર્જ્ઞાની હોવાથી મારો મનોભાવ સમજી બોલ્યા કે, 'શૈલજા તારી પાર્થપૂજા સિદ્ધ થઇ, હવે સ્નેહસાગર નારાયણની પૂજા કર. તારા મનમાં વાસનાનો લેશ પણ રહ્યો હશે તો તેથી નષ્ટ થશે અને તું પરમ શાંતિ પામીશ.' મેં તેમને પૂછ્યું, 'નારાયણ વિચારશક્તિને પણ અગમ્ય છે તો તેને હું જાણું કેવી રીતે, ને તેની પૂજા પણ કરૂં શી રીતે?' તેમણે કહ્યું, 'તો પછી આ યુગના અવતાર કૃષ્ણની પૂજા કર, પાર્થનો કૃષ્ણમાં અને કૃષ્ણનો નારાયણમાં લય છે. પરંતુ વત્સે, તેં આ યોગિનીનો વેશ કેમ ધારણ કર્યો છે?' મેં તેમને સાષ્ટાંગ નમસ્કાર કરી કહ્યું, 'એ મારૂં જીવનવ્રત છે. અમૃતથી ભરેલા આપના જ્ઞાનસાગરમાંનું એક બિન્દુ પણ મને મળવું ન જોઇએ? આ દાસીને જ્ઞાનસાગરનું એક બિન્દુ તો મળવા દ્યો. હું વનમાં ભટકી મારૂં જીવનવ્રત પાળીશ.' તેમણે ગદ્‌ગદ કંઠે જવાબ આપ્યો, 'ત્યારે તું કૃષ્ણનામનું કીર્તન કર. પક્ષીની પેઠે વનમાં ફરીને એ પતિતપાવન નામનું કીર્તન કરવાથી જ અનાર્યોનો ઉદ્ધાર થશે. એ સિવાય બીજો મંત્ર હું જાણતો નથી.' અશ્રુજલવડે તેમના ચરણને નવરાવતાં મેં કહ્યું, 'મને એ મંત્રની દીક્ષા અને આપના આશ્રમમાં સ્થાન આપો. હું સેવિકા થઈ આપની સેવા કરીશ.' આ પ્રમાણે મને ગુરૂના આશ્રમમાં સ્થાન મળ્યું. હવે દેવિ, મને તારા ચરણમાં સ્થાન દે."

શૈલજા વિહ્‌વળ થઇને સુભદ્રાને પગે પડી. સુભદ્રાએ તેને હૃદય સાથે ચાંપીને કહ્યું, "શૈલજા, તારૂં પાદતીર્થ જ મારે માટે

યોગ્ય સ્થાન છે. નારાયણ, તારી અગાધ લીલા મનુષ્યથી કેવી રીતે સમજી શકાય ! વનભૂમિનો ઉદ્ધાર કરવા સારૂ, શૈલજાની ગૃહ તરફ વહેનારી પતિપ્રેમ રૂપી ગંગાને અટકાવી, તેનું વહેણ તેં વન તરફ વાળ્યું ! ચાલ બહેન, આપણે બેઉ વનમાં તેમજ ગૃહમાં કૃષ્ણના નામનું કીર્તન કરીએ, અને પ્રેમના આલિંગનમાં અનાર્ય અને આર્યોને એક કરીએ. આખું જગત્ કૃષ્ણનામનું ગાન કરશે. ધરણી કૃષ્ણસ્નેહમાં નિમગ્ન થશે, પતિતપાવન સ્નેહની ગંગા આર્યભૂમિ અને વનભૂમિનો ઉદ્ધાર કરવા માટે પૂર જોસથી વહેશે. ”

રાત્રિ પૂરી થવા આવી એટલે શૈલજાએ કહ્યું, “ હવે મારે જવું જોઇએ. જતી વખતની આ દાસીની તારા ચરણ પ્રત્યે એક વિનંતિ છે. ‘ કાલે અભિમન્યુને રણસંગ્રામમાં જવા નહિ દઉં, તેને માતૃસ્નેહના દૃઢ બંધનવડે બાંધી રાખીશ, ’ એટલું તું મને વચન આપ. ”

સુભદ્રા—“ તે શા માટે ? ”

શૈલજા—“ કૌરવોએ એવી ગોઠવણ કરી છે કે વીરધર્મનો ત્યાગ કરી અધર્મ યુદ્ધ કરીને કુમારને કાલે રણમાં મારવો અને દુર્જય ગાંડીવનું બળ હરી લેવું. ”

સુભદ્રા—“ એ અન્ધપુત્રો હજી સમજતા નથી કે ગાંડીવનું બળ અભિમન્યુ તરફનું નથી પણ નારાયણ તરફનું છે. શૈલજા, ધર્મ-યુદ્ધ એ ક્ષત્રીયનો સનાતન ધર્મ છે. હું પાર્થની પત્ની—અભિમન્યુની માતા—કૃષ્ણની બહેન—કુમારને ધર્મયુદ્ધથી પરાઙ્મુખ કરી અધોગતિના માર્ગે જાઉં કે ? ”

**શૈલજા**—"સોળ વર્ષનો બાળક રણમાં જાય એ શું ક્ષત્રીનો ધર્મ ?"

**સુભદ્રા**—"હા. સિંહનો જે ધર્મ તેજ તેના બાળકનો ધર્મ. જે ક્ષત્રીયપુત્ર–પછી તે સોળ વર્ષનો ભલે હોય–રણથી પરાઙ્મુખ થાય તે પોતાના કુળને અને ક્ષત્રીધર્મને કલંકિત કરે છે, એમ હું સમજું છું. મારો પુત્ર સોળ વર્ષનો છે, તોપણ તે મહારથી છે. યુદ્ધક્ષેત્ર એ તેનું રમવાનું સ્થાન છે, ધનુષ્ય અને બાણ એ તેનાં ભૂષણ છે. તેના પિતા મહાવીર હોવા છતાં પણ કરુણાના સાગરરૂપ હોવાથી રણમાં તેમનો હાથ જોઇએ તેવો ચાલતો નથી. અન્ધ કૌરવો અધર્મ યુદ્ધ કરી કુમારનો ઘાત કરવા ધારશે તો અર્જુનના ક્રોધાગ્નિવડે કુરૂકુળ ક્ષણ માત્રમાં ભસ્મ થઇ જશે. આજ જ સન્ધ્યા સમયે મેં વીરપુત્રના મસ્તક ઉપર હાથ મુકી તેને આશીર્વાદ દેતાં કહ્યું છે કે, વત્સ, આ ભૂતલ ઉપર ધર્મની સંસ્થાપના કરવા માટે યુદ્ધમાં જા અને સ્વધર્મ પાલન કર."

શૈલજા સજલ નયને ઉંચું જોઇ બોલી, "હે વિઘ્નહર્તા નારાયણ ! એ બાળકનું રક્ષણ કરનાર તું જ છે. તે મને કહેતો હતો કે યુદ્ધ પૂરૂં થયા પછી ઉત્તરાને લઇ હું તારા આશ્રમમાં આવીશ. તેનું આ વચન પૂરૂં પાડ–મારી એટલી ઇચ્છા તૃપ્ત કર."

શૈલજા અને સુભદ્રાની આંખોમાંથી ખળ ખળ આંસુ વહેવા લાગ્યાં. શૈલજા મોડી રાત્રે શા માટે આવી હતી તે સુભદ્રાના સમજવામાં આવ્યું. તેને ચુંબન કરી સુભદ્રા બોલી, "બ્હેન શૈલજા, જગતના એક ખૂણામાં રહીને સ્નેહામૃત વરસાવવા માટે જ તેં જન્મ લીધો છે શું ? તારા આ નાનકડા હૃદયમાં સ્નેહનો કેટલો સંગ્રહ ભરી રાખ્યો છે ?"

શૈલજા આંખો લૂછતી બોલી, “ બહેન સુભદ્રા, મારા હૃદયમાં તો સ્નેહની એકાદ ઉર્મિ આવી હશે, પરંતુ સ્નેહરૂપ ગંગાને તો તું તારા હૃદયમાં સદોદિત ધારણ કરી રહી છે. ક્ષત્રીય ધર્મ કેટલો વિશાળ છે તે આટલા દિવસે હું આજ જ સમજી. અનાર્યોની લક્ષ્મી આર્યોના ચરણમાં લીન કેમ થઇ તે પણ હું આજ જ સમજી. ”

સુભદ્રાએ કહ્યું, ‘ શૈલજા, ક્ષત્રીઓનો ધર્મ અતિશય વિકટ છે. પૃથ્વી એ ક્ષત્રીયોની પત્ની છે અને સકલ માનવ તેમના પુત્ર છે. પૃથ્વી ઉપર કેટલું પાપ થાય છે અને મનુષ્યો કેટલું દુઃખ ભોગવે છે! વિધાતા મનુષ્યોના કપાળમાં દુઃખ કદી લખતી નથી. આ જગત્ આનંદનું સામ્રાજ્ય છે, સુખનો ઝરો છે. જો. આકાશમાં મોટા મોટા અસંખ્ય ગ્રહ અને ઉપગ્રહ પ્રચંડ વેગથી અને અચિંત્ય ગતિથી રાત દિવસ ફર્યા કરે છે. તે પરસ્પરને અતકર્ય એવા સ્નેહથી આકર્ષે છે, અને માનવજાતિને અગમ્ય એવું વ્રત ધારણ કરીને ઘણા જ આનંદથી નિયતિના માર્ગનું આક્રમણ કરે છે. અહીં સૌન્દર્ય કેવું ઓતપ્રોત ભર્યું છે, અને અનન્ત આકાશ કેવા સુખમય સંગીતથી પૂર્ણ છે! મનુષ્યો નિયત માર્ગથી ભ્રષ્ટ થવાથી જ દુઃખ ભોગવે છે. અધર્મવડે મનુષ્યોના સુખનો માર્ગ ઘોર અરણ્યરૂપ થઈ પડયો છે. એ ખાંડવવન બાળી નાખવા કુરૂક્ષેત્રમાં સંગ્રામરૂપ અગ્નિના ભડકા થઈ રહ્યા છે. પૃથ્વી ઉપર ધર્મના સામ્રાજ્યની સ્થાપના કરવા માટે, મનુષ્યોના સુખનો માર્ગ ખુલ્લો કરવા માટે, સુભદ્રાનો પતિ અને પુત્ર એ અગ્નિમાં આત્મસમર્પણ કરવા તૈયાર છે. ત્યારે કહે કે આ પૃથ્વી ઉપર મારા જેવી ભાગ્યવતી અને પુણ્યવતી સ્ત્રી બીજી કોઈ છે? ”

શૈલજા ઉલ્લાસથી બોલી, " હે પિતૃગણ ! હે દેવગણ ! તમે જ્યાં હો ત્યાંથી આ પુણ્યવતી સ્ત્રીનું આત્મવિસર્જન–માનવ જાતિના ઉદ્ધારનું વ્રત–જુઓ, અને એ માતાના પુણ્યનું ને મારા સ્નેહનું કવચ કરી મારા બાળક વત્સનું રણમાં રક્ષણ કરો. "

બેઉ સ્તબ્ધ રહી થોડો વખત આકાશ તરફ જોઈ રહી. પછી શૈલજા જવા લાગી. સુભદ્રાએ તેને અતિ આગ્રહથી ઘરમાં બોલાવીને કહ્યું, " આર્યોની શકિત સુભદ્રા છે અને અનાર્યોની શકિત શૈલજા છે. જે દિવસે ગંગા અને યમુનાના સંગમ પ્રમાણે આર્ય અને અનાર્યોની શકિતનો સંગમ થઈ તેઓ એક થશે અને ધર્મ સામ્રાજ્યની સ્થાપના થશે, તે દિવસે હું તારી પાસે આવીશ. તેમ થતાં સુધી જે ઉદાત્ત ધર્મ હું શીખી છું, તેની સાધના કરીશ. ત્યાં સુધી સુભદ્રાનું કર્મક્ષેત્ર ગૃહ અને શૈલજાનું કર્મક્ષેત્ર વન થઇ રહેશે. "

એટલામાં કૃષ્ણ ત્યાં ધીમે ધીમે આવી તેમની સામે ઉભા રહ્યા. શૈલજા અને સુભદ્રા તેમના પગમાં પડી. કૃષ્ણની ઐશ્વર્યયુકત મૂર્તિ આકાશ તરફ જોઇને સ્થિર ઉભી રહી.

પ્રભુ, તું તે જ પ્રમાણે ઉભો રહે. તારૂં સ્વરૂપ અમને આંખો ભરીને જોવા દે. આર્ય અને અનાર્યની શકિતનું સંમિશ્રણ થઇ છેવટે તારા ચરણમાં તેનો સંગમ થાય એવું ભારતનું નિર્માણ હોય–એવી તારી ઇચ્છા હોય તો હે પ્રભુ ! તું તે જ પ્રમાણે ઉભો રહે અને આંખો ભરીને તારૂં સ્વરૂપ અમને જોવા દે !

# પ્રકરણ ૬ ઠું.

## મહાભારત.

રાત્રિ અંધારી ઘોર છે. અંધકારને લીધે આકાશ અને પૃથ્વી એક થઈ ગયાં લાગે છે. એક શિબિરમાં ઝાંખો દીવો બળે છે અને એક સ્ત્રી જમણા હાથ ઉપર ગાલને ટેકાવી બેઠી છે. રોઇ રોઇને આંખો સુણી ગઈ છે. ગાલ ઉપર સુકાએલાં આંસુનાં ચિહ્ન દેખાય છે. મેલા થએલા માથાના વાળ પીઠ ઉપર છૂટા પડયા છે અને શોકથી વ્યાકુળ થઈ નીચું જોઇને બેઠી છે. તેના ખોળામાં મૂર્છિત થએલી એક તરૂણ સ્ત્રી પડી છે. દુઃખથી તેના અર્ધા વાળ ધોળા થઇ ગયા છે, આંખો ઊંડી ઉતરી ગઇ છે અને દેહલતા સુકાઇ ગઈ છે. કેટલાક વખત પછી એ તરૂણ સ્ત્રીએ આંખો ઉઘાડી બેશુદ્ધ માણસની પેઠે તેણે પેલી સ્ત્રી તરફ નજર ટકાવીને જોયું અને બોલી, “ હું કોણ ? ”

‘ બાપુ, તું ઉત્તરા. ”

“ ઉત્તરા વિરાટ રાજાની પુત્રી. ”

તે વિસ્મયથી બોલી, “ ઉત્તરા ! હું વિરાટ રાજાની પુત્રી ? ”

પાસેના એક મોટા અરીસા તરફ જોઇ તેણે ફરી પૂછ્યું, “આ અહીં બીજું કોણ બેઠું છે ? ”

આ ઉન્માદસૂચક પ્રશ્નથી પેલી સ્ત્રીનું હૃદય ભરાઈ આવ્યું. ઉત્તરાના મુખ ઉપર સ્નેહથી હાથ ફેરવતી તે બોલી, “ બાપુ, તે

બીજું કોઇ નથી; અરીસામાં તારૂં જ પ્રતિબિંબ દેખાય છે. ”

“ ઉત્તરા ! હું ઉત્તરા ! આ પ્રતિબિંબ ઉત્તરાનું ? ઉત્તરાના વાળ આવા ધોળા ! આ મ્હોડું, આ આંખો ઉત્તરાની ? ”

તાપસી સ્ત્રીની આંખો પાણીથી ભરાઇ આવી. છ દિવસના દારૂણ શોકવડે ઉત્તરાના વાળ ધોળા થઈ ગયા હતા. તેણે તે જ સ્થિતિમાં ફરી પ્રશ્ન કર્યો, “ અને તું કોણ ? ”

“ હું વનબાળા શૈલજા. ”

“ નહિ, નહિ, તું સ્વપ્નમાંની દેવી છે. મેં સ્વપ્નમાં જોયું કે પૂર્ણચંદ્રના વક્ષસ્થલથી હું અંધકારમય પાતાળમાં કઠણ પત્થર ઉપર પડી. મારા શરીરનાં હાડકાં ભાંગી ભૂકો થયો, હૃદય ફાટી ગયું. ત્યાં નારાયણની કરુણામય મૂર્તિ આવિર્ભૂત થઇ. પાતાળ નિર્મળ તેજથી પ્રકાશિત થયું. તેણે મને સંજિવિની સુધા આપી એક દેવીને અંક ઉપર સ્થાન આપ્યું. એ સ્વપ્નમાંની દેવી તું જ કે ? આ પુણ્યભૂમિ કઈ ? આ સ્વપ્નરાજ્ય કે સ્વરાજ્ય ? ”

શૈલજા દુઃખી થતી બોલી, “ બહેન, તું તારા શિબિરમાં છે. ”

“ શિબિરમાં ? ક્યાંના શિબિરમાં ? ”

“ આપણા કુરૂક્ષેત્રના જ શિબિરમાં. ”

આ સાંભળી ઉત્તરા શૂન્યનેત્રે જોઇ રહી. કૃષ્ણપક્ષના અંધકારમાં જેમ ક્ષીણ થએલા ચંદ્રની કોર દેખાય છે તેમ ઉત્તરાને હળવે હળવે પાછલી વાતો યાદ આવવા લાગી. પિતૃગૃહ, નાટ્યાલય, બૃહન્નલા, ઉત્તરાનો ગોગ્રહણપ્રસંગનો જય, લગ્ન, છ મહિના પતિ સાથે ભોગવેલું સુખસ્વપ્ન, કુરૂક્ષેત્રમાંનું મહા દારૂણ યુદ્ધ, તેનું

શિબિર, ચક્રવ્યૂહ, સદ્દગત પતિનું દર્શન અને પછી અંધકારઃ એમ એકેક વાતનું તેને સ્મરણ થયું. તેનો શોકાનલ ફરી પ્રદીપ્ત થયો. પરંતુ શોકના તીવ્ર સંતાપ વડે તેની આંખોનું પાણી સુકાઈ ગયું હતું. તેણે શૈલજાની છાતી ઉપર પોતાનું મુખ રાખ્યું. સુકાએલા કમળ ઉપર દવનાં ટીપાં પડે તે પ્રમાણે શૈલજાની આંખમાંથી એ ઊનાં આંસુનાં ટીપાં ઉત્તરાના મ્હોં ઉપર ખર્યા. ઉત્તરાએ તેના મ્હોં સામું જોઈ પૂછ્યું, " તમે શા માટે રૂઓ છો ? અભિમન્યુની વનમાતા તમે જ ? "

" હા; હું જ તેની વનમાતા. " શૈલજાએ ગદ્દગદ કંઠે કહ્યું. ઉત્તરા બોલી, " કાલ રાત્રે ( મૂર્ચ્છિત થએલી ઉત્તરાને છ દિવસ થઈ ગયાનું ભાન નથી ) ચાંદનીમાં આ જ બારીમાં બેસી તેમણે મને તારા વિષે ઘણી વાતો કરી હતી, અને કલ્પનામાં કેટલાંએ મનોરાજ્ય રચ્યાં હતાં. મારા ઘોર દુર્દૈવને લીધે તેમાંનું એક પણ ફળીભૂત ન થયું ? યુદ્ધ પુરૂં થયા પછી મને સાથે લઈ, વનમાં તમારા સ્નેહમય અવાસે આવવાની તેમની પ્રબળ ઇચ્છા હતી. અને તે વખતે મને પણ લાગ્યું નહોતું કે હું હતભાગિનીને આ સ્થિતિમાં તમારા ખોળામાં સ્થાન મળશે. "

શૈલજા શોક દબાવીને બોલી, " અભિમન્યુએ પોતાની પ્રતિમૂર્તિ તારા પુણ્ય ગર્ભમાં મૂકી છે. તું બાળકને હૃદય સાથે ચાંપતી મારા વનમાં આવીશ ત્યારે એ નાનકડા અભિમન્યુની વનમાંની બાળક્રીડા આપણે જોઇશું. ગૃહભૂમિ અને વનભૂમિને પ્રેમબંધનથી બાંધી આપણે ધર્મરાજ્યની સ્થાપના કરીશું ને તારા પુત્રને સિંહાસન ઉપર બેસારીશું.

તું અમારી રાજ્યલક્ષ્મી થશે. પુત્રનું તેમજ પ્રજાનું સુખ જોઇ તારો શોક દૂર થશે."

ઉત્તરા લાંબો નિસાસો નાંખી બોલી, "સૂર્યાસ્ત થયા પછી દિવસ કદીયે પાછળ રહી શકે છે? ચન્દ્ર ગયા પછી ચાંદની રહી શકે છે? વૃક્ષ બળીને ભસ્મ થયા પછી તેની છાયા કદાપી પાછળ રહેલી જોઇ છે? જલાશય સુકાઈ ગયા પછી નલિની રહી શકે છે? કુરૂક્ષેત્ર રૂપી દળવાદળમાં ઉત્તરાનું આશ્રયભૂત વૃક્ષ તૂટી પડયું છે તો આ લતાની સ્થિતિ પાછળ શી થશે? હવે તો તેમનું ફળ માતા સુભદ્રા, સુલોચના અને શૈલજાને સ્વાધીન કરી, મારા આશ્રયભૂત વૃક્ષના પદ—મૂળમાં મારે પ્રાણ સમર્પણ કરવો, એ જ આશીર્વાદ મને આપો."

થોડો વખત સ્તબ્ધ રહી ઉત્તરા વળી બોલી, "આ કુરૂક્ષેત્રમાં મારા જેવી બીજી કેટલી ઉત્તરાનાં નસીબ ફૂટશે તે કેમ કહેવાય?"

શૈલજાએ કહ્યું, "પૂરૂં થયું છે. જગતની મહાજ્વાલા શાન્ત થઈ ગઇ છે. ક્ષત્રીયવનને ભસ્મ કરી અધર્મરૂપ અગ્નિ શાન્ત થઈ ગયો છે. અર્જુનનો વીર્યાનલ કરુણજલથી સિંચિત થએલો હોવાથી સળગતો નહોતો; પરંતુ કૌરવોએ અભિમન્યુને માર્યા પછી તેણે જ્વાળામુખી પર્વત પ્રમાણે ઉગ્ર સ્વરૂપ ધારણ કરી આકાશ આચ્છાદિત કરી નાખ્યું. દ્રોણાચાર્યને માર્યા, અને પછી બે દિવસે કર્ણને માર્યો. કર્ણે યુદ્ધ કર્યું નહિ પણ બાળહત્યાના પાપથી પોતે જ પ્રાણ વિસર્જન કર્યો. એક દિવસના યુદ્ધમાં શૈલ્ય અને દુર્યોધન મરાયા. ભારતનું સ્મશાન કરી કાલે જ અધર્મનો દીવો બુઝાઈ ગયો. કૌરવોમાંના કૃપ, કૃતવર્મા અને દ્રોણપુત્ર એટલાજ ફક્ત બાકી રહ્યા."

" પાંડવ અને નારાયણ ? "

" એ સર્વ કુશળ છે. છેવટે ધર્મનો જ જય થયો. "

" સુભદ્રામાતા ? "

" એ દેવી છે, તેમનું અમંગલ કેમ થાય ? "

" સુલોચના ? "

શૈલજા સ્તબ્ધ રહી. ઉત્તરા શોકથી વ્યાકુળ થઈ બોલી, "માતા, તું પણ ઉત્તરાને છોડીને ચાલી ગઈ? તારા પંચપ્રાણ નાથ પ્રત્યે હતા. મારાં માતાપિતા કુશળ છે ને ? "

શૈલજા સ્તબ્ધ જ રહી. ઉત્તરાની આંખોમાં આંસુ દેખાયાં નહીં કે તેની મુખચર્યામાં કંઈ ફેરફાર જણાયો નહીં. મણિધર સાપ કરડ્યા પછી સો સાપ કરડે તોય તેથી અધિક શું થાય ?

ઉત્તરા બોલી, "ઉત્તરાનું પિયેર પણ નષ્ટ થયું ! બાપુ, ભાઈ, આ ઉત્તરા ઉપર તમારો અથાગ સ્નેહ હોવા છતાં આમ નિષ્ઠુર થઈ મને એકલીને અહીં રાખી એકદમ કેમ ચાલ્યા ગયા ? સર્વે ગયા પણ મારૂં હૃદય કેમ વિદીર્ણ થયું નહીં ? હું છ દિવસ મૂર્ચ્છિત રહી હતી, પરંતુ મરણ કેમ પામી નહી ? "

શૈલજા બોલી, "બહેન, તારા જીવવાની આશા જ કોને હતી ? પરંતુ કૃષ્ણે યોગસ્થ રહી તને પુનર્જન્મ આપ્યો છે. "

ઉત્તરા : " દયાળુ કૃષ્ણે આ અનાથ કન્યાને બચાવી સુકાએલી લતાને અગ્નિમાં શા માટે હોમી ? "

" વત્સે, તું કુરૂકુળની લક્ષ્મી છે. કુરૂકુળનો આધારરૂપ અંકુર તારા ગર્ભમાં ઊછરે છે. તારો પુત્ર માનવનું આશાવૃક્ષ અને

ધર્મરાજ્યનો આધારસ્તંભ થશે, અને તું પોતે ધર્મરાજ્યલક્ષ્મી થઇશ. ”

“ કેમ ? મારા પાંચે દીયર તો કુશળ છે ને ? ”

“ પાણ્ડવ, સાત્યકી અને કૃષ્ણ એ સિવાય બીજું કોઇ રહ્યું નથી. દ્રોણપુત્રે રાત્રે શિબિરમાં પ્રવેશ કરી સૂતેલા પાંચે બાળકોનો વધ કર્યો. ધર્મનો છેવટનો અંક કાલ રાત્રે પૂરો થયો. હવે છેલ્લો પડદો છે. આ અધર્મરૂપ રાક્ષસિણીથી લોકોનું સંરક્ષણ કરવા માટે તારા ગર્ભમાં દેવના જેવો પુત્ર આપ્યો છે. ઉત્તરા, આપણા શોકથી જગત સુખી થશે. હવે તું પત્નીપ્રેમને ભુલી જા ને હૃદયને પુત્રપ્રેમ તરફ વાળ.”

ઉત્તરા વિસ્મિત થઇ કટલોક વખત સ્તબ્ધ જ રહી. તે હળવે હળવે ઉઠતાં બોલી, “ ચાલો, આપણે જઇએ. ”

“ ક્યાં ? ”

“ ઉત્તરાને હવે હવે બીજું સ્થાન નથી; માત્ર એકજ સ્થાન છે, અને તે પતિની ચિતા ! ”

શૈલજાનું હૃદય કમ્પવા લાગ્યું. અશ્રુપૂર્ણ નેત્રે તે બોલી, “પતિની ચિતા ઉપર પ્રાણ સમર્પણ કરવા સિવાય બીજો શ્રેષ્ઠ નારીધર્મ નથી?”

“ છે. ” સ્થિર કણ્ઠે ઉત્તર દેતાં ઉત્તરા ઉભી થઈ. “ પતિના ચરણની ભસ્મ માથે ચઢાવી હું એ વ્રત પાળીશ. ”

વિશેષ કંઇ ન બોલતાં બન્ને શિબિરમાંથી બહાર નીકળી. ત્યાં તેમની દૃષ્ટિએ ભયંકર દેખાવ પડ્યો. કુરૂક્ષેત્રમાં અગણિત

ચિતાઓ બળતી હતી. કાંઠે બળતી ચિતાઓનું પ્રતિબિંબ પડવાથી નદીમાં પણ અસંખ્ય ચિતાઓ બળતી હોય એવો ભાસ થતો હતો. એક ભયંકર મહાચિતામાં અનાથ સૈનિકોનાં અનેક મુડદાં બળતાં હતાં. મહાનરમેધ સમાપ્ત થયો. રાત પૂરી થવા આવી ને અગ્નિ પણ શાંત થવા લાગ્યો. આ ભયંકર સ્મશાનના ધુમાડાથી આકાશ છવાઈ ગયું હતું. એક પણ નક્ષત્ર દેખાતું નહોતું. શોકથી વ્યાકુળ થએલી છૂટા વાળવાળી વીર નારીઓ મરણ પામેલા પતિ, પુત્ર, પિતા અથવા બન્ધુને શોધતી હતી. ઘુવડ, ગીધ અને શિયાળ રાતની સ્તબ્ધતા ભગ્ન કરતાં હતાં. ઉત્તરાનું હૃદય કમ્પાયમાન થયું. શોકથી વિહ્વળ થઇ તે શૈલજાને ગળે બાઝી પડી અને તેના વક્ષઃસ્થલ ઉપર મુખ નાખી બોલી, "આ ચિતાઓ ધીમે ધીમે શાન્ત થવા લાગી છે તે જ પ્રમાણે મારા હૃદયમાં બળતી ચિતા પણ શાન્ત થશે કે ? આ પ્રમાણે મારા શોકની રાત્રિ પણ પૂરી થશે કે ?"

શૈલજાએ કહ્યું, "જો, આ ભારતમાતાના વક્ષઃસ્થલ ઉપર અસંખ્ય ચિતાઓ બળે છે ! એ ચિતાનલમાં અધર્મ બળી જઈ નવીન ધર્મની ઉષા આનંદથી આવે છે. જગતના પ્રાણ—તારો મારો પ્રાણ—આનંદિત કરવા સારૂ કૃષ્ણનામનો ધ્વનિ ઉઠે છે."

શૈલજા ધીમે ધીમે ઉત્તરાને તેના પતિની ચિતા પાસે લઇ ગઇ. એ ચિતા હિરણ્વતી નદીના કાંઠે એક અશોક વૃક્ષના થડ પાસે હતી. ઉત્તરાએ અતિ ભક્તિભાવથી ચિતાને પ્રણામ કર્યા. પ્રિય પુત્રની સાથે પુણ્યવતી સુલોચનાને એકજ ચિતામાં બાળવામાં આવી હતી. ચિતા લગભગ ઠરી જવા આવી હતી. અશોક વૃક્ષના થડની ઓથે ઉભા

રહી કૃષ્ણે ઉત્તરાની શોકાકુલ મૂર્તિ જોઇ. તેને જોતાં કૃષ્ણનું હૃદય વિદીર્ણ થયું. ઉત્તરાએ કૃષ્ણને જોયા નહીં. તે વ્યાકૂળ ચિત્તે બોલી, "હે કમલનયન કૃષ્ણ, તમે ક્યાં છો ? હું શોકસાગરમાં ડૂબું છું, તમારી ચરણ નૌકા મને આપો. જેની આંખો તમારી આંખો પ્રમાણે શોભતી હતી, જેનું સ્વરૂપ તમારા સ્વરૂપ પ્રમાણે લાવણ્યમય હતું, જેના મનોરમ મુખમાં સુભદ્રા માતાની આકૃતિ સંપૂર્ણ ઉતરી હતી, જેનામાં તમારૂં દેવત્વ અને પાર્થનું શૌર્ય ફિતર્યું હતું, જે વિધાતાની કેવળ પૂર્ણ સૃષ્ટિ અને ઉત્તરાનું સ્વપ્નસ્વર્ગ હતો, તે આ પ્રમાણે ભસ્મ થવો જોઇએ ? તેનું પ્રાણ-ચિહ્ન પણ ન રહે એવું કદી થાય ? જે અર્જુન અને સુભદ્રાનો પ્રિય પુત્ર અને ગોવિન્દનો શિષ્ય તેને મૃત્યુ હોય નહિ ! પ્રાણેશ્વર, માથે સુન્દર મુગટ ધારણ કરી તમે કેવા ગૌરવથી ચન્દ્રલોકમાં શોભી રહ્યા છો ! તમારો વીરવેશ કેવો સુન્દર છે ! જુઓ ! જુઓ ! અપ્સરાઓ તમારી ઉપર સુવાસિત કુસુમોનો વરસાદ વરસાવે છે ! કોમલ સંગીતના ધ્વનિ સંભળાય છે ! પ્રાણનાથ, તું સતૃષ્ણ નયને ઉત્તરા તરફ જુએ છે ? તેને ઓળખે છે ? એક વખત તેને હૃદય સાથે ચાંપ, અને માત્ર એકજ શબ્દ બોલી શાન્ત કર. તેને આ પૃથ્વી ઉપર છ મહિના સ્વર્ગસુખ આપી તેનું હૃદય વિદીર્ણ કરીને તું કેમ ચાલતો થયો ? છ મહિના સુધી મને ક્ષમા કર. તારા ફળનો પ્રસવ કરી, પૃથ્વી ઉપર તારૂં પ્રતિબિંબ મૂકી, છ યુગ પ્રમાણે જનારા છ મહિના પછી, હું તારી પાસે આવીશ. નાથ, મને આશીર્વાદ દો કે એ મૃત્યુવ્રત મારાથી ઉત્તમ રીતે પાર પડે."

ચિતામાંથી ભસ્મ લઈ પોતાના અને ઉત્તરાના કપાળે લગાવી શૈલજા બોલી, “વત્સ, વનમાતાનું વ્રત મારાથી સંપૂર્ણ રીતે પાર પડે એવો મને આશીર્વાદ દે.”

પછી તે બન્ને ચિતાને નમન કરી જડ હૃદયે શિબિરમાં પાછી ગઈ. કૃષ્ણ હજી પાષાણમૂર્તિ પ્રમાણે અશોક વૃક્ષના થડ પાસે ઉભા જ હતા. અર્જુન સુભદ્રાને લઇ ચિતા પાસે આવ્યા. શોકથી ક્ષુબ્ધ થએલા અર્જુનના પ્રમાણમાં જોઇએ તો, સુભદ્રાના ચહેરા ઉપર શાન્તિની છાયા ભાસતી હતી. શોકનો અપાર સાગર કેવળ સ્થિર હતો. ધનજ્જય લાંબો નિસાસો નાખી બોલ્યા, “આ રીતે આપણાં હૃદય ભસ્મ થયાં!”

દેવી સુભદ્રા સ્તબ્ધ કણ્ઠે બોલી, “પ્રાણનાથ, એવું બોલશો નહિ. જગતના પ્રાણ શાન્ત કરવા માટે, આપના હાથે કૃષ્ણનામનો પ્રસાર થવા માટે, આપનું હૃદય દ્રવી જઈ તેનું નિર્મલ અને પવિત્ર પ્રેમરૂપ જળ થયું. સુલોચનાનો માતૃપ્રેમ અને અભિમન્યુનું આત્મદાન એ નવીન ધર્મરાજ્યનો પાયો છે, ને કૃષ્ણનામ એ તેનો મુગટ છે. આપનું વીરવ્રત સમાપ્ત થયું. હવે શ્રેષ્ઠ ધર્મવ્રતનો સ્વીકાર કરો, અને પુત્રની ભસ્મ હૃદય ઉપર લગાવી કર્મક્ષેત્રમાં અગ્રેસર થાઓ. આ નવીન ધર્મામૃતવડે પૃથ્વી ભીંજાશે ત્યારે જ આપણે વીર અભિમન્યુને યોગ્ય માતાપિતા થઈશું. તે વખતે જગતમાં દુઃખ રહેશે નહિ; સર્વત્ર સુખ અને શાન્તિનો સાગર જ રહેશે. વિશ્વહૃદયમાંથી નીકળતો કૃષ્ણનામનો ધ્વનિ સાંભળતાં સાંભળતાં આપણે બેઉ એક જ ચિતા ઉપર નિર્વાણ પામીશું.”

પ્રિય પુત્રની ચિતાની ભસ્મ છાતી ઉપર લગાવી યોગી

અને યોગિનીના વેશે તે બન્ને પોતાના શિબિર તરફ ચાલતાં થયાં. હવે કૃષ્ણ ચિતા આગળ આવ્યા અને પોતાના હૃદયે ભસ્મ લગાવી આકાશ તરફ જોઈ બોલ્યા, “ મનુષ્યના ઉના લોહી સિવાય, મનુષ્યનાં પાપ અને મનુષ્યના શોક સિવાય મનુષ્યનાં દુઃખ નાશ થવાનાં ન હોય, મનુષ્યોની મુક્તિનો માર્ગ લોહીના સાગરમાંથી જ હોય; તો હે નારાયણ ! એકજ ઘાથી એક નિમિષ-માં આ કૃષ્ણના લોહીવડે પૃથ્વીને કેમ ન નવરાવી ? એક જ સ્મશાન પ્રજ્વલિત કરી આ કૃષ્ણના હૃદયનું ત્યાં શા માટે સમ-ર્પણ ન કર્યું ? અઢાર દિવસ સુધી લોહીનો જે પ્રવાહ ચાલ્યો તેમાંનું પ્રત્યેક બિન્દુ કૃષ્ણના ઉના લોહીનું બનેલું હતું. આ પ્રત્યેક ચિતામાં કૃષ્ણના પ્રાણ ભસ્મ થઇ ગયા છે. દરેક અનાથ સ્ત્રીનો હાહાકાર, ગાન્ધારીનો શોક, ઉત્તરાની શોકમય મૂર્ત્તિ, અર્જુનનો દુઃખાવેશ, સુભદ્રાનું વૈરાગ્ય, એ વગેરેવડે મારા અન્તઃકરણને વજ્રા-ઘાત થયો છે. રાજસૂય યજ્ઞવડે નિર્માણ કરેલું ધર્મરાજ્ય રેતીના બાંધકામ પ્રમાણે ધસી પડ્યું ત્યારે જ હું સમજ્યો કે આ રક્તસ્રાવ થયા વગર, અગ્નિમાં પ્રવેશ કર્યા વગર, પૃથ્વી ઉપર ધર્મરાજ્યની અને ભારતમાં મહાભારતરાજ્યની સ્થાપના નહિ થાય. નારાયણ, તારી ઇચ્છા જ એવી છે એમ સમજી હું અગ્નિમાં કૂદી પડ્યો; હૃદય વિદીર્ણ કરી પૃથ્વી ઉપર મેં અઢાર દિવસ સુધી લોહીનો વરસાદ વરસાવ્યો. આટલું કર્યા પછી પણ પ્રાણ કરતાં પણ અધિક પ્રિય એવા કુમારની આહુતિ આપવી પડી. નિષ્પાપ માનવપુત્રોએ પોતાના પ્રાણનું બલિદાન આપ્યા સિવાય માનવતો ઉદ્ધાર નથી થતો કે શું ? તારી ઇચ્છા એવીજ હોય તો હું શોક કરવાનું મૂકી દઉં છું: સર્વ તારી ઇચ્છા પ્રમાણે જ

થવા દે. હવે પૃથ્વી ઉપર ધર્મરાજ્ય નિર્માણ કર. અહા ! આ શું દેખાય છે!"

કુમારની ચિતા ફરી પ્રજ્વલિત થએલી દેખાઇ. અગ્નિના ભડકા નભોમણ્ડલને સ્પર્શ કરવા લાગ્યા. ચિતાનલે રણક્ષેત્રને વ્યાપ્ત કર્યું. એ અગ્નિમાંથી ત્રિભુવનને પ્રકાશિત કરનારી મહાભારતની મૂર્તિ-રાજરાજેશ્વરી માતા ઉપર આવી. તેના વેદિના પાયા પાસે આર્ય અને અનાર્યની ધ્યાનમગ્ન દેવીઓ બેઠી હતી, અને વક્ષઃસ્થલ ઉપર અનુપમ એવી નિષ્કામતાની મહામૂર્તિ હતી. તે ઉપર પ્રતિભાન્વિત આનંદમયી માતા શોભતી હતી. તેના માથે અર્ધેન્દુ કિરિટ હતો. ચારે હાથમાં પાશાઙ્કુશ, ધનુષ્ય અને બાણ હતાં. ત્રણ નેત્રોમાં ત્રિકાળનું જ્ઞાન હતું. ઊગતા સૂર્ય પ્રમાણે ધર્મસમ્રાજ્ઞીનું મુખ શોભતું હતું. નયનમાં આનન્દાશ્રુ ચમકતાં હતાં અને મુખે કૃષ્ણનામનું ગાન સંભળાતું હતું. કૃષ્ણનું જીવનવ્રત પૂર્ણ થયું. ઉલ્લાસિત ચિત્તે 'માતા, માતા' એમ બોલતા તે કુમારની ચિતા પાસે મૂર્છિત થઇ પડયા. પ્રાતઃકાળના પ્રકાશ વડે પૂર્વ તરફનું આકાશ સુશોભિત થયું. અનન્ત મંગલ વાજીંત્રો વાગવા લાગ્યાં. કુરૂક્ષેત્રમાં મંગળ આનન્દગીતનો ધ્વનિ ઉઠયો અને ઉચ્ચ રવે ધર્મરાજ્યની ઘોષણા થઈ. સુભદ્રા અને અર્જુન તથા શૈલજા અને દ્વૈપાયન હળવે હળવે ત્યાં આવ્યાં. કૃષ્ણ ઉઠી ઉભા થયા, અને કુમારની ચિતા સામે પૂર્વદિશાભિમુખ થઈ યોગધ્યાનમાં લીન થયા. તેમની બાજુએ ધનંજય અને તે બન્નેની વચ્ચે સુભદ્રાદેવી ઉભી હતી. પ્રેમાનન્દથી દેહભાન ભુલી જઈ વ્યાસ બોલ્યા, " હે દેવગણ ! હે ઋષિગણ ! એક વખત અહીં આવી આ અલૌકિક ત્રિમૂર્તિનાં દર્શન કરો. જ્ઞાનદેવ કૃષ્ણ,

બલદેવ ધનઞ્જય અને તેમની વચ્ચે ભક્તિદેવી સુભદ્રા શોભી રહ્યાં છે. તેમની સામે ચિતારૂપે આત્મવિસર્જન છે. જ્ઞાન, બલ અને આત્મવિસર્જન એ ભક્તિના નિષ્કામ સૂત્રવડે એક થએલાં મનુષ્યોનું મોક્ષધામ તે આ જ: આ જ સત્યધર્મનો અવતાર. આ મહાતીર્થ આજ મેં આંખો ભરીને જોયું, હવે મારો મનોરથ પૂર્ણ થયો. નારાયણ, તારા મહાભારતનાં ગીત ગાવાની મને શક્તિ આપ. એ ગીત સાંભળીને અને કૃષ્ણપ્રેમામૃતનું પાન કરીને મનુષ્યોને મુક્તિ મળશે અને પૃથ્વી સ્વર્ગસમી થશે. ”

ગુરૂદેવના પગની રજ માથે ચઢાવી શૈલજા બોલી, “ હે ગુરૂ ! તારી કૃપાથી, ને હે પુત્ર ! તારા સ્નેહથી, આ ગરીબ અનાથ માતાનો જન્મ આજ સફળ થયો. જગન્નાથ ! આર્ય અને અનાર્યોના દેવ, ! પતિત અનાર્યોને તારા પાદારવિન્દનો લાભ દે. વનપુત્રોના મુખમાં તારૂં પતિતપાવન નામ રહેવા દે. તારા ધર્મરાજ્યમાં તેનું સ્થાન દે. ”

* * * * * *

હે જગન્નાથ, ભારતખંડવાસી જનોને જ્ઞાન, ભક્તિ, બળ અને આત્મવિસર્જન કરવાનું શિક્ષણ દે, તેમને તારા પાદકમલનો આશ્રય આપ, અને ધર્મરાજ્યમાં સ્થાન દે.

# પ્રકરણ ૭ મું.

## છાયા.

પ્રભાસતીર્થમાંના સમુદ્રનું પાણી એ જાણે કેવળ આનંદનો રાશિ હતો, અને તેનાં ઉછળતાં મોજાં મધુરૂં હાસ્ય કરી રહ્યાં હતાં. વસંતઋતુમાં શુકલપક્ષની ચતુર્દશીને દિવસે સંધ્યાનો સમય હતો. સૃષ્ટિસ્વરૂપ સોળ વર્ષની સુન્દર યુવતીસમું મનોહર દેખાતું હતું. સમુદ્ર એ આનંદનું ચંચળ સ્વરૂપ અને નીલું આકાશ એ તેનું સ્થિર સ્વરૂપ હતું. મહિમામય નીલાકાશનું અને મહિમામય નીલ સમુદ્રનું સમ્મેલન થઇ અનંત અનંતને આલિંગન દેતું હોય એમ લાગતું હતું. સમુદ્ર આનન્દથી ગીત ગાતો વખતોવખત કિનારાને ચુંબન કરી સફેદ પુષ્પોનો હાર પહેરાવતો હોય એમ દેખાતું હતું. સમુદ્રકિનારે યાદવોનું સૈન્ય પડયું હતું.

થોડે અંતરે કૃષ્ણનું શિબિર આકાશના નિર્મલ પટ ઉપર પોતાનું શિર ઉંચું કરી દેવના પવિત્ર મંદિર પ્રમાણે શોભતું હતું. શિબિર ઉપર પીળા સુદર્શનચક્રવડે અંકિત થએલી ધ્વજા ઉડી રહી હતી. તરંગરૂપ અનંત હાથવડે સાગર શિબિરને નિરંતર પ્રણામ કરતો હતો. સોનાની પાટ ઉપર મશરૂના તકીઆને ટેકી આનંદમયી રૂકૃમિણી બેઠી હતી, અને પાસે જ સત્યભામા બેઠી હતી. સત્યભામાના મુખ ઉપર ચિંતાની છાયા દિસતી હતી, અને તેના માથાના વાળ પીઠ ઉપર છૂટા પથરાઈ રહ્યા હતા. સન્ધ્યાસમયના આકાશ પ્રમાણે તેનાં નેત્ર સ્થિર હતાં. બન્ને સ્તબ્ધ રહી સમુદ્ર તરફ જોઈ રહી હતી. રૂકૃમિણીની દૃષ્ટિમાં ચાંદનીની શાંતિની અને સત્યભામાની

દૃષ્ટિમાં સાયંકાળનું ગાંભીર્ય હતું. સૃષ્ટિની શોભાથી મોહિત થઈ રૂક્મિણી બોલી, " બહેન, સૃષ્ટિ કેવી મનોહર દેખાય છે! બપોર નમી ગયા છે અને શાન્ત સમુદ્રનું હૃદય જાણે ઉજ્જ્વલ નીલમણિમય હોય તેવું દેખાય છે. સમુદ્ર જાણે કે પુણ્યરાશિ જ છે. કિરણ એ આનન્દનું હાસ્ય છે. સમુદ્રના હૃદય ઉપર ક્રીડા કરનારાં વસંત-ઋતુના સાયંકાળના સૂર્યનાં કિરણ એ પવિત્ર અન્તઃકરણ ઉપર રમતા આનન્દના સુન્દર પ્રકાશ જેવાં દેખાય છે! "

સત્યભામાએ બીલકુલ ઉત્તર ન આપ્યો. તે નિશ્ચલ અને સ્તબ્ધ જ રહી.

થોડીવારે રૂક્મિણી ફરી બોલી, " બહેન, પ્રથમ અનંત સલિલના હૃદય ઉપર નારાયણ વિરાજમાન થયા હતા, તે અનુપમ દેખાવ આપણી સામે છે. આ મહાસાગર ઉપર સાયંકાળના સૂર્યનાં કિરણ તેજોમય નારાયણ જેવાં જ શોભે છે. અહા! બહેન, નારાયણ આપણા પતિ; આપણું પત્થર જેવું કઠણ હૃદય જ્યારે આ સાગર જેવું થાય છે—એટલે નિર્મલ, શીતલ, અનંત, અક્ષય અને જ્યાં આનંદની લહેરો હમેશાં રમે છે એવો સ્નેહનો જ સાગર બની જાય છે—ત્યારે આ સમુદ્રના પૃષ્ઠભાગ ઉપર રમતાં સૂર્યકિરણ પ્રમાણે નારાયણ આપણા હૃદયમાં વિરાજમાન થાય છે. "

રૂક્મિણીએ આનંદના ઉમળકાથી સત્યભામાને ખભે હાથ મૂક્યો. પાણીથી ભરેલી તેની આંખોમાં બે નિર્મલ ઉજ્જવલ મોતી—બે અશ્રુબિન્દુ—રમણી હૃદયના પ્રેમસમુદ્રમાંનાં બે રત્નો—ચમકવા લાગ્યાં. સત્યભામા પ્રથમ પ્રમાણે જ સ્તબ્ધ હતી. તેનો અરૂણોજ્જવલ મુખ-

ચન્દ્ર મેઘાચ્છાદિત થએલો જોઇ રૂક્મિણી બોલી, "આ શું બહેન ! તું આજ આટલી ઉદાસ કેમ છે ? સર્વ જણ આજ આનન્દમાં છે, યાદવોનું સૈન્ય ઉત્સવમાં નિમગ્ન થઇ ઉન્મત્ત થયું છે, ત્યારે તારા જ મુખ ઉપર ઉદાસીની છાયા કેમ છે ?"

રાણી ગંભીર વાણીથી બોલી, "ખરેખર બહેન, એક પ્રકારના અજ્ઞાત દુ:ખમાં મારૂં મન બુડી જાય છે. મારૂં હૃદય નિરાનન્દમય સમુદ્રના ગર્ભમાં પ્રવેશ કરે છે. આ કંઇ આજનું જ નથી, પણ ઘણા દિવસ થયાં મારા હૃદય ઉપર એક પ્રકારની વિષાદમય છાયા પડવા લાગી છે."

રૂક્મિણીએ કહ્યું, "બહેન, એવી છાયા કંઇ અને તે તારા જ હૃદય ઉપર શા માટે પડવી જોઇએ ? તું આટલી દુ:ખી કેમ થાય છે ? આપણે રાજકન્યા છીએ, પ્રત્યક્ષ વિષ્ણુનો અવતાર જે નરરૂપી નારાયણ તે આપણા પતિ છે, અને તારૂં રૂપ, ગુણ અને પ્રેમ એ આ જગતમાં અપ્રતિમ છે, તેમ છતાં તારા હૃદય ઉપર વિષાદની છાયા ? આ કેવી અસંભવનીય વાત ?"

સત્યભામા બોલી, "બહેન, યાદવોના રાજ્યમાં વિલક્ષણ અને અશુભ બનાવો નિત્ય કેટલા બને છે એ તેં સાંભળ્યું નથી ? તને કોઇએ કહ્યું જ નથી ? અને કહે પણ કોણ ? તારા જીવને દુ:ખી કરવો એવું કોને લાગે ? તારૂં અન્ત:કરણ રહ્યું સરલ અને કોમળ. તને અશુભ વર્તમાન કહેવા જેવું કઠોર હૃદય કોનું છે ? જુઇજાઇના ફૂલના ગજરા ઉપર પત્થર કોણ નાખી શકે ? તારી કોમલતા, પ્રેમલતા, પવિત્રતા એ સર્વ દિવ્ય છે. મને વારંવાર લાગે છે કે તું

આ જડ મૃત્યુલોકમાં કેમ આવી ? તું દેવીનું રૂપ ધારણ કરીને આ લોકમાં અવતરી છે; પરંતુ અહીંની માટીનો અને તારો બીલકુલ સંબંધ નથી. અહીંની હવા તને અનુકૂળ નથી. ”

રૂકૂમિણી—“ બહેન, ખરેખર આ સંસારમાં હું નિરાશ્રિત અને દુર્બળ છું; કારણ મને વ્યવહારનું બીલકુલ જ્ઞાન નથી. તારો અને સુભદ્રાનો મને મોટો આધાર છે. તમે બેઉ હમેશાં મારી મદદ-માં નહોત તો આટલા દિવસમાં હું નિરાધાર વેલીની માફક ક્યારની સૂકાઈ ગઇ હોત. અમંગલ શું તે હું બીલકુલ સમજતી જ નથી. સર્વ સુખરૂપ તો છે ને ? આશ્રમમાં સુભદ્રા અને નારાયણ કુશળ છે ને ? ”

સત્યભામા—“ સર્વ કુશળ છે; પરંતુ આજ ઘણા દિવસ થયાં મને અશુભ ચિહ્ન દેખાય છે. વરસાદ વરસતો નથી, મોટી મોટી નદીઓ લગભગ સૂકાઇ ગઇ છે; પત્થર વરસાવનારો ભયંકર પવન વાય છે; સવાર સાંજ દિશાઓ ધુમસથી છેક છવાઇ જાય છે; અગ્નિ વરસાવનારો ઉલ્કાપાત યદુરાજ્યમાં વારંવાર થાય છે; સૂર્ય-મંડલ પ્રથમના જેવું ઉજ્જવલ દેખાતું નથી; આકાશમાં જુદી જુદી આકૃતિઓ દેખાય છે; વખતોવખત ભૂકંપ થાય છે; પર્વતના પેટમાં-થી એવો ભયંકર ઘર્ઘર શબ્દ થાય છે કે જે સાંભળતાં રોમાંચ થઈ આવે છે; ઉંદરો અનિવાર ઉપદ્રવ કરે છે; જ્યાં ત્યાં મુએલા ઉંદરો મળી આવે છે; પશુ પક્ષીઓ રાતદિવસ વિકૃત સ્વરે રોતાં સંભળાય છે. ”

રૂકૂમિણી—“ બહેન, એ સર્વ મેં જોયું છે અને સાંભળ્યું પણ છે; પરંતુ તેથી તારી પેઠે, મારા મન ઉપર કોઈ પ્રકારની

અમંગલ છાયા પડી નથી. મારૂં હૃદય દુઃખથી અન્ધકારમય થયું નથી. જેની આજ્ઞા સિવાય મંગલ કે અમંગલ કંઇ થતું નથી—એક તણખલું સુદ્ધાં હાલતું નથી—અને જે આ વિશ્વનો નિર્માણકર્તા છે તે કેવળ મંગલમય છે. તે જ દયામય અને પ્રેમમય ઇશ્વર. આપણા જેવા ક્ષુદ્ર પ્રાણીઓએ સુખદુઃખ કે શુભાશુભ વિષે વિચાર કરતા બેસવું એ પતંગીઆએ વિશ્વનું જ્ઞાન મેળવવાનો પ્રયત્ન કરવા બરાબર છે. સૃષ્ટિને આપણે જે ભાવથી જોઇએ તેવી તે દેખાય. જગત્માત્ર સુખમય, શોભામય અને મંગલમય છે. આપણને ભાસતાં સુખદુઃખ અથવા શુભાશુભ એ સર્વ આપણા મનના ઘોડા છે. બ્હેન, એ સર્વ સંકટો વરસાદના અભાવે જ ઉતરી આવ્યાં છે. બીજું કાંઈ નથી. વરસાદ વરસશે એટલે યાદવોના રાજ્યમાં ધનધાન્યની સમૃદ્ધિ થશે, વસુંધરા હસતી થશે અને સર્વત્ર સુખનો વાસો થશે.”

**સત્યભામા**—“ મેં સાંભળ્યું છે કે ભારતીયુદ્ધની પહેલાં પણ આવાં જ અશુભ ચિહ્નો દેખાતાં હતાં, અને પછી ભયંકર બનાવો બન્યા હતા. યદુકૂળના ભાગ્યમાં શું નિર્મિત હશે તે મારાથી સમજાતું નથી ! ”

**રૂક્મિણી**—“ ભારતીયુદ્ધનું પરિણામ ભયંકર આવ્યું એમ કોણ કહે છે ? ભરતખંડમાં સર્વત્ર નિર્મલ આનન્દ, શાન્તિ, ધર્મનો અભ્યુદય અને ઘેરેઘેર હરિનામનો ઘોષ થઇ રહ્યો છે એ ભારતીયુદ્ધનું જ શુભ પરિણામ છે. યુદ્ધમાં અધર્મનાં મોટાં મોટાં વૃક્ષો પોતપોતાના પાપરૂપી અગ્નિવડે બળીને ભસ્મ થઇ ગયાં છે. ખેડૂત ખેતરમાંથી ઝાડઝાંખરાં ને ઘાસ વગેરે કાઢી નાખ્યા પછી જેમ વાવણી

છે તે જ પ્રમાણે ભરતખંડની સ્થિતિ થઈ છે.”

**સત્યભામા**—“ બહેન, મેં સ્વપ્નમાં નહિ પણ જાગૃતાવસ્થામાં મારી આંખે જે જોયું છે તે તું જુએ તો તારા હૃદયમાં પણ ભયનો સંચાર થયા વગર ન રહે. વાળ છૂટા મૂકી ઉઘેલી એક ઉન્માદિની સ્ત્રી ક્યારેક ક્યારેક રાત્રે મારી શય્યા પાસે જોવામાં આવે છે. તેની આંખો અંગારા જેવી લાલચોળ હોય છે ને તેના હાથમાં ધનુષ્ય અને પીઠ ઉપર ભાથો હોય છે. એકંદરે તેનું સ્વરૂપ અત્યંત ભયંદર દેખાય છે. તે સ્ત્રી ક્યાંથી આવે છે ને ક્યાં જાય છે એ સમજાતું નથી ! ”

**રૂક્મિણી**—“ તારી મશ્કરી કરવામાં પ્રાણનાથને બહુ આનંદ થાય છે. મને લાગે છે કે એ તેમની જ ક્રીડા હોવી જોઇએ. તારા સ્વર્ગસમા મહેલમાં આવી એવા ચાળા કરવા પ્રત્યક્ષ દેવતા પણ સમર્થ નથી તો પછી અપદેવતાની તો વાત જ શી કરવી ? જે સ્વધામમાં પ્રવેશ કરતાં પુણ્યાત્માનું મન પણ કંપાયમાન થાય ત્યાં પાપી જનનો પ્રવેશ પણ કેવી રીતે થઈ શકે ? ”

**સત્યભામા**—“ યદુકુળમાં ઘેર ઘેર જે ઘોર અસ્વસ્થતાનો સંચાર થયો છે એ પણ શું તેમની જ લીલા ? એ અસ્વસ્થતાની છાયા હજી તારા સરલ હૃદય ઉપર પડી નથી. તારું હૃદય એક બાલિકાના હૃદય જેવું છે. તું નિરંતર પતિના ધ્યાનમાં મગ્ન હોય છે. અસ્વસ્થતાનો ભયંકર અગ્નિ ચોતરફ સળગી રહ્યો છે. યાદવો એક બીજાના દ્વેષથી જર્જર થયા છે, પરંતુ તું એમાંનું કંઇ જ જાણતી નથી. શ્રીકૃષ્ણ સિવાય સર્વ યાદવો-સ્ત્રીઓ અને પુરુષો સુરાપાન

કરીને છેક ધુંધ થઇ ગયા હોય છે. કોઈ કોઈને માનતું નથી, કોઈ કોઈને જાણતું નથી; લજ્જા અને ભય એ તો સર્વને છોડીને જતાંજ રહ્યાં છે. પિતા, પુત્ર, પતિ પત્ની વગેરે પવિત્ર બંધનો તુટી ગયાં છે. મને લાગે છે કે હમણાં દ્વારિકામાં સાક્ષાત્ અશાન્તિની આણ વરતાય છે. ”

રૂકૂમિણી—“ બહેન, તેં આ કેવું ભયંકર ચિત્ર કાઢ્યું છે ? મને લાગે છે કે આ સર્વ તેમની જ લીલા છે. પરંતુ તારી આ કેવી બ્રાન્તિ છે ! આખા ભરતખંડમાંની અશાન્તિનો જેની લીલાવડે સ્વપ્નવત્ નાશ થયો, તે જ હમણાં યાદવોનો સ્વામી અને કર્ણધાર હોવાથી યાદવો અશાન્તિના સમુદ્રને ઓળંગી શાન્તિસાગરના તીરે સહેલાઇથી જશે, એમ મને લાગે છે. ”

સત્યભામા ઘણો વખત સ્તબ્ધપણે સમુદ્ર તરફ જોઈ રહી હતી. ધીમે ધીમે અંધારૂં થવા લાગ્યું. થોડી વારે તે બોલી, ‘ બહેન, તું ગમે તે કહે, પણ સમુદ્રના વક્ષઃસ્થલ ઉપર પડતી આ સન્ધ્યાની છાયા પ્રમાણે મારા હૃદયમાં ગાઢતર છાયા પડે છે. યાદવોની છાવણીમાં થતા આનન્દોત્સવનો ધ્વનિ મારા કાનને અશાન્તિના હાહાકાર જેવો લાગે છે. જો, આ સમુદ્રનું પાણી હમણાં કેવું સ્થિર છે; પરંતુ થોડા જ વખતમાં વાદળાં ચઢી આવે તો આખો સમુદ્ર ક્રોધાયમાન થઈ જાય. યાદવોની છાવણીમાં હમણાં શાન્તિ છે અને આનન્દના અવાજ સંભળાય છે. પરંતુ વાદળાં ક્યારે ચડી આવશે તે કહેવાતું નથી. ”

નારાયણની પ્રશાન્ત અને પ્રસન્ન મૂર્તિએ હળવે હળવે શિબિરમાં પ્રવેશ કર્યો. સત્યભામા અને રૂકૂમિણીએ ચરણ ઉપર મસ્તક

મૂકી શ્રીકૃષ્ણને પ્રણામ કર્યા, અને તેમની પાસે પલંગ ઉપર તેઓ બેઠી. લાલ કમળ ઉપર નીલું કમળ મૂકે તે પ્રમાણે પતિના ચરણ પોતાના નાજુક હાથમાં લઇ રૂકૃમિણીએ કહ્યું, " પ્રાણનાથ! સત્યભામાનો ભય દૂર કરો. અમંગલ અશાન્તિના ભયંકર મેઘવડે તેનું હૃદયાકાશ ઘેરાઇ ગયું છે. આજના ઉત્સવના પ્રસંગે પણ તેના મનને આનંદ થતો નથી."

કૃષ્ણે હસીને કહ્યું, " એમાં વિશેષ શું છે? તારી સત્યભામાને તો એવું હમેશાં જ લાગે છે. આ જગત્ મંગલમય, શાન્તિપૂર્ણ, સૌન્દર્યમય, સુખમય અને પુણ્યમય હોઇ ઉત્સવ અને આનન્દનું પિયેરધામ હોવા છતાં સત્યભામાને ક્યાંઇ પણ કલ્યાણ, સુખ કે શાન્તિ મળી છે કે? ઘૂવડની દૃષ્ટિએ પ્રકાશ કદી પડતો જ નથી. આ ત્રિભુવનમાં અકલ્યાણ અથવા અશાન્તિ ક્યાં છે એ જ તે જુએ છે. જેને જે જોઇએ તેને તે મળે છે. ચન્દ્રમાં કલંક, ફૂલમાં કાંટા અથવા ચાંદનીમાં મેઘની છાયા ક્યાં છે એ જ તે જુએ છે. આ જગત્માં નિર્દોષ એવું કંઈ જ નથી. પૂર્ણ અને નિર્વિકાર એવી એક જ વસ્તુ —એકલી સત્યભામા માત્ર—છે!"

રૂકૃમિણી—" પ્રાણનાથ, આજ મશ્કરી કરવાનો વખત નથી. તેના જીવને અમસ્તો જ વધારે ત્રાસ આપશો નહિ. આજ તે હમેશની સત્યભામા નથી. યાદવો ઉપર આવી પડનારાં સંકટોના વિચારથી તેનું હૃદય અત્યંત વ્યાકૂળ થયું છે. આપ યાદવોના સ્વામી છો. યાદવોનું અકલ્યાણ તે આપનું જ અકલ્યાણ છે."

કૃષ્ણે ફરીને સત્યભામા તરફ જોયું. તે સંધ્યાકાળના સમુદ્ર તરફ જોતી સ્તબ્ધ બેઠી જ હતી. તે ચિંતાતુર હોવાથી કૃષ્ણે કરેલા

વિનોદ તેણે સાંભળ્યો નહોતો. તેને દુ:ખી જોઈ કૃષ્ણનું મુખ ગમ્ભીર થયું. નીચું જોઇ વિચારમગ્ન થઈ થોડી વખત આમતેમ આંટા માર્યા પછી કૃષ્ણે કહ્યું, "શાન્તિ અથવા અકલ્યાણ એ સર્વ મનુષ્યના કર્મનું ફળ છે. આ કર્મફલની એટલે અદૃષ્ટની રેષાનો નાશ પોતાની મેળે કરવામાં ન આવે તો પછી તેથી બચાવ કરી શકાતો નથી. રૂક્મિણી, તું એક વખત આંખો ઉઘાડીને રાજસૂયક્ષેત્ર તરફ જો. તે વખતે મેં મહા પ્રયાસે ભરતખંડમાંની અશાન્તિનું નિવારણ કર્યું. અશાન્તિના મૂર્તિમંત અવતારરૂપ એવા બેનાં બળીદાન આપી શાન્તિનું સામ્રાજ્ય સ્થાપ્યું. પરંતુ તેથી શું મળ્યું ? ફરી કુરૂક્ષેત્રમાં ભયંકર અગ્નિ સળગી ઉઠયો અને દુષ્ટોની પતંગીઆની પેઠે રાખ થઈ. ભારતીયયુદ્ધનું નિવારણ કરવા સારૂ મેં કેટલો બધો પ્રયત્ન કર્યો પરંતુ તે સર્વ વ્યર્થ ગયો. જે અધર્મના પ્રચારથી કુરૂક્ષેત્રમાં આટલો અનર્થ થયો એ યાદવોના હાડમાંસમાં ભળેલો છે. આ અધર્મનું ફળ એજ અશાન્તિ અને અકલ્યાણ. એનું નિવારણ હું કેમ અને કેવી રીતે કરૂં ? હું એકલા યાદવોનો જ નહિ પણ સમગ્ર મનુષ્યજાતિનો સ્વામી છું."



# પ્રકરણ ૮ મું.

## અભિશાપ.

પહોર રાત્ર ગઈ હતી. રૈવતક પર્વતના શિખર ઉપર ચિંતાતુર ચહેરે દુર્વાસા અને બીજા કેટલાક ઋષિઓ બેઠા હતા. એક ખાંખો દીવો બળતો હતો. પવનથી દીવાની જ્યોત હાલતાં ઋષિઓની કાળી છાયાઓ આમતેમ નાચતી જણાતી હતી. એકંદરે આ વખતનો અહીંનો દેખાવ પ્રેતભૂમિ જેવો ભયાનક દેખાતો હતો.

દુર્વાસાઋષિના શિષ્યો, પોતે ક્યા ક્યા દેશમાં ફરી આવ્યા તે ગુરૂજીને નિવેદન કરતા હતા. તે સાંભળી લઈ દુર્વાસા બોલ્યા, " તમે જુદા જુદા દેશોમાં શું શું જોયું અને શું શું સાંભળ્યું તે સર્વ સવિસ્તર કહો. "

શિષ્યો નીચું જોઇ મુંગા જ બેસી રહ્યા તેથી તેમણે ફરી એ પ્રશ્ન પૂછ્યો, એટલે એક શિષ્ય બોલ્યો, " યોગીન્દ્ર, અમે જે કાને સાંભળ્યું અને આંખે જોયું તે આપને વિવેદન કરી શકાય એવું નથી; પરંતુ આપની જાણવાની ઇચ્છા જ છે તેથી જણાવવું પડે છે. ભારતીયુદ્ધની પહેલાં, પ્રલયકાળના મેઘની પેઠે, ભારતવર્ષમાં જે અશાન્તિ ફેલાઈ રહી હતી, તે હવે છેક નિર્મૂળ થઈ ગઈ છે. જુદાં જુદાં રાજ્યોમાં, શહેરોમાં, ઘરોમાં, મનુષ્યોમાં દ્વેષ જામી રહ્યો હતો; હિમાલયથી કન્યાકુમારી સુધી સંતજનોનો ભયંકર હાહાકાર અને દુષ્ટોનો પ્રચંડ હંહાકાર સંભળાઇ રહ્યો હતો, અને અધર્મનું ભીષણ નૃત્ય જોવામાં આવતું હતું. તેમાંનું હવે કંઇ જ રહ્યું નથી.

જેમ પ્રાતઃકાળ થતાં અંધકારનો એકદમ નાશ થાય છે તેમ સર્વ અ-શાન્તિનો એકદમ લોપ થઇ ગયો છે. ભયંકર વાદળાં વીખરાઇ જઇ થએલી વૃષ્ટિ પ્રમાણે આજ મધુર અને શાન્તિમય હાસ્ય ભારતિમાતા કરતી દેખાય છે. ધર્મરાજ્યની સ્થાપના થઇ આખો ભરતખંડ એક રાજ્યછત્ર નીચે આવ્યો છે. તેના આશ્રય નીચે નાનાં નાનાં માંડ-લિક રાજ્યો શાન્તિનો ઉપભોગ લેતાં, ઉપગ્રહો પ્રમાણે પોતપોતાની કક્ષામાં રમમાણ કરે છે. દ્વેષ અને હિંસાનો શબ્દ પણ સંભળાતો નથી. નવીન ધર્મના પ્રેમસૂત્રવડે સર્વ જણ એકરૂપ થઇ ઉન્નતિના માર્ગે ચાલવા લાગ્યા છે. વેપાર રોજગાર ધમધોકાર ચાલવાથી પૃથ્વી ઉપર ધનધાન્યની સમૃદ્ધિ થવા લાગી છે. અટકી પડેલો જ્ઞાનપ્રવાહ ફરી વહેવા લાગ્યો છે. લક્ષ્મી અને સરસ્વતી વચ્ચેનો વિરોધ મટી ગયો છે, અને તે બન્ને નવીન પ્રેમપાશથી બંધાઇ, સુવર્ણના કમળમાં એક બીજીના ગળામાં હાથ નાખી ઉભી છે અને નારાયણને આલિં-ગન દે છે. શાન્તિનો સાગર તે સિંધુ, નવીન રાજ્ય તે કમળ અને કૃષ્ણ એ નારાયણ. શાન્તિનો સાગર મોટા આનન્દથી કૃષ્ણનામનું ગાન કરે છે. કૃષ્ણનામ એજ નવીન ધર્મનો મંત્ર છે. લોકો કૃષ્ણ-નામનું કીર્ત્તન કરતાં આનન્દમાં દેહભાન પણ ભૂલી જાય છે."

દુર્વાસા વિકટ હાસ્ય કરીને બોલ્યા, "અહાહા ! લોકો કેવા મૂર્ખ છે! કુરૂક્ષેત્રના મહાયુદ્ધનું કારણ દુર્વાસાઃ એ સર્વ લીલા દુર્વાસાની એ કોઇને પણ સમજાયું નહીં! શું એ મહાન્ નરમેધ કૃષ્ણના હાથે—એ ઢોર ચારનાર આહીરડાને હાથે—થયો હોવ ?, પાંડવોનો દૂત થઇ સમાધાન કરાવવા તેણે કેટલો પ્રયાસ કર્યો! દાંતે તરણાં લઇ પાંચ

ગામ માગ્યાં, પરંતુ દુર્યોધને મારી આજ્ઞા માની સોયની અણી જેટલી પણ જમીન ન આપવાનો રોકડો જવાબ તેને દીધો. બ્રાહ્મણોના દ્વેશી ક્ષત્રિયોનો સંહાર કરી, બ્રાહ્મણોના આધિપત્યનું રક્ષણ કરવા સારૂ મેં આ નરમેધ કરી સર્વત્ર શાન્તતા ફેલાવી. કૃષ્ણની શી મગદૂર હતી કે તેનાથી આ સર્વ થાય ! પરંતુ છેવટે મારૂં નામ તો કોઈ લેતું નથી, અને જે તે એ આહીરડાના છોકરાનું જ નામ લીધા કરે છે. લોક ઇન્દ્ર, ચન્દ્રને છોડી ગોપાલ અને ગોવર્ધનની પૂજા કરવા લાગ્યા છે. આ બધું મારાથી કેમ સહન થાય ? એ પાપી નામનો—પાપી ધર્મનો પ્રચાર કર્યો કોણે ?"

શિષ્ય નીચું મોઢું રાખીને જ બોલ્યો, "મહર્ષિ વ્યા—"

દુર્વાસા ક્રોધથી ગર્જના કરીને વચ્ચે જ બોલ્યા, "મહર્ષિ ! વ્યાસ મહર્ષિ ! મૂર્ખાઓ ! વ્યાસ કોણ ? તેને મહર્ષિ કોણે બનાવ્યો ?"

શિષ્ય ભયથી ધ્રુજતાં બોલ્યો, "પરાશરનો પુત્ર—"

દુર્વાસા વિશેષ ક્રોધાયમાન થઇ બોલ્યા, "પરાશરનો પુત્ર ! પરાશર મહા જીતેન્દ્રિય; તેને પુત્ર હોય એ કદી સંભવે ખરૂં ? પરાશર જેવા મહાઋષિને આ પ્રમાણે તું કલંક લગાડવા ધારે છે કે શું ? મૂર્ખ તું મારી પાસે રહીને આ જ શિખ્યો ?"

શિષ્ય થરથર ધ્રુજતો બોલ્યો, "દ્વૈપાયન- "

દુર્વાસા—"હં, હવે હું સમજ્યો, તારો મહર્ષિ કોણ તે. દ્વીપમાં ધીવરીના પેટે જારકર્મથી જે છોકરો ઉત્પન્ન થયો તે

તારો મહર્ષિ! એ વ્યાસ! એ પરાશરનો પુત્ર! વાહ! શો નવીન ધર્મ! મહર્ષિ કોણ તો પેલો ધીવરીનો છોકરો! નારાયણ કોણ તો પેલો ગોવાળીઓ! અને ઓંકાર કોણ તો પેલા ગોપનું નામ! આ ધર્મને વેદ કે પ્રમાણગ્રંથ કંઈ છે?"

શિષ્યને કંઈક હિંમત આવી. તેણે કહ્યું, "હા, શ્રીમદ્ ભગવદ્ ગીતા એ તેનું શાસ્ત્ર છે. દ્વૈપાયને ઉપનિષદોનું દોહન કરતાં તેમને જે જ્ઞાનામૃત પ્રાપ્ત થયું તે તેમણે આ ગ્રન્થમાં સંગ્રહી રાખ્યું છે. સુભદ્રા પંડે યોગિની થઈ અનેક તીર્થસ્થાનોમાં ફરી લોકોને ધર્મનો ઉપદેશ કરે છે. આ ધર્મામૃતનું પાન અને કૃષ્ણનામનું ગાન કરતાં સ્ત્રીપુરુષો તન્મય થઈ જાય છે. તેમની આંખોમાંથી પ્રેમાશ્રુની ધારા વહે છે, અને હૃદય આનન્દથી ઉભરાઇ જાય છે."

દુર્વાસા—"મારો પેલો મહાગ્રન્થ–મારી તે વેદ ઉપરની વ્યાખ્યા–છે તેનો તમે પ્રચાર કેમ કરતા નથી? આટલા દિવસ તમે ઉંઘતા હતા?"

શિષ્ય—"એ મહાગ્રન્થનું નામ સાંભળીનો લોકો હસવા લાગે છે અને તેઓ જે બોલે છે તેનો ઉચ્ચાર પણ આપની આગળ કરી શકાતો નથી."

દુર્વાસા—"મૂર્ખાઓ, તમે હજી સમજતા નથી કે વર્તમાન ક્ષુદ્ર છે, અને ભવિષ્ય અનંત છે. મારા યશ લોકો ગાય એવી હવે મારી ઇચ્છા નથી; કેમકે ભવિષ્ય કાળ મારી મહાકીર્તિ ગાયા વગર નહિ જ રહે. પતંગીઆનો પ્રકાશ અંધારી રાતમાં ઉજ્વળ ચળકાટ મારતો દેખાય છે; પરંતુ સૂર્યની સામે તેનું તેજ ક્યાં સુધી ટકશે? ધીવરીના છોકરાએ કેટલાક નાના નાના ગ્રન્થ કર્યા છે; પરંતુ મારા ગ્રન્થો અસંખ્ય છે. તે જ સમયસાગર ઉપર અચળ રહેશે, અને ધીવરનાં તો ઘાસનાં તણખલાંની પેઠે ક્યાંઈના ક્યાંઇ તણાઈ જશે. મારા

ગ્રન્થો અનન્તકાળ સુધી અનન્ત જીવોનો ઉદ્ધાર કરશે. ”

એક શિષ્ય મનમાં જ બોલ્યો, “ અનન્ત જીવોનો ? હા, એ ગ્રન્થનો ઢગલો અનન્ત જીવડાંનો ઉદ્ધાર તો કરશે ! પરંતુ વ્યાસનો એક જ ગ્રન્થ વાચતાં મારા મનને શાન્તિ થઇ ગઇ. ”

થોડો વખત સ્તબ્ધ રહી દુર્વાસા ફરી બોલ્યા, “ યાદવોના છોકરાઓએ તમારૂં અપમાન કર્યાની વાત મને કહી સંભળાવો. ”

**શિષ્ય**—“ ગુરૂજીની આજ્ઞાથી દ્વારિકાની બાતમી મેળવવા અમે ગુપ્ત વેષે ત્યાં ગયા. શહેરના દરવાજા આગળ નાનાં બાળકો રમતાં હતાં. તેમણે એક છોકરાને ગર્ભિણી સ્ત્રીનો વેષ કઢાવી અમારી પાસે આણ્યો, અને ‘ મુનિવર્ય, આ સ્ત્રીને છોકરો થશે કે છોકરી ? ’ એવો પ્રશ્ન પૂછી તેઓ ખડખડ હસવા લાગ્યા. મેં રીસથી લાલચોળ આંખો કરી કહ્યું, ‘ દુષ્ટો, આ કપટનારીને સાંબેલું અવતરશે ને તેથી ઉન્મત્ત યાદવકૂળનો સમુળગો નાશ થશે. ’ આ વાતને ઘણાં વર્ષ થઈ ગયાં; પરંતુ એ અપમાનનું સ્મરણ થતાં જીવને બહુ સંતાપ થાય છે. ”

દુર્વાસા બોલ્યા, “ એ અભિશાપ અક્ષરઃ ખરો પડશે. યાદવગણ સાંબેલું પ્રસવ્યા છે, અને તેથી જ તેમના કૂળનો નાશ થશે. ચાલો, આપણે આશ્રમમાં જઇ તપસાધન કરીએ. ”

---

# પ્રકરણ ૯ મું.

## મહાપ્રસ્થાન.

**( પ્રભાસમાં યાદવોનો ક્ષય થયા પછી. )**

**બલરામ**—“ અરે રે ! કૃષ્ણ, આ તેં શું કર્યું ? યદુકૂળનો-હરિકૂળનો નાશ કેમ થવા દીધો ? ”

કૃષ્ણ—“ હરિકૂળનો નાશ થયો નથી, અને કદી થવાનો પણ નથી. જુદા જુદા યુગમાં તેની જુદી જુદી નિયતિ છે. દરેક યુગમાં, તું નવીન ક્ષેત્રમાં નવીન ભાવે અવતરીશ, અને હું પણ અવતરીશ. કુરૂક્ષેત્ર અને પ્રભાસમાંની ભયંકર લીલા નવીન રૂપે પ્રત્યેક યુગમાં થશે, અને એ પ્રમાણે પૃથ્વી ઉપરના દુષ્ટોનો નાશ થશે. નવીન યમુનાને કાંઠે, નવીન ધર્મવૃક્ષની છાયા નીચે, નવીન વૃંદાવનમાં, નવસંગીત સંભળાશે અને સાધુજનોનો ઉદ્ધાર થશે. ”

બલરામ—“ કૃષ્ણ, તારી લીલા મારાથી સમજી શકાતી નથી. મારા પ્રાણ વ્યાકૂળ થયા છે. પુત્ર, પૌત્ર, બન્ધુ, વગેરેના શોકથી મારૂં હૃદય ભેદાઈ ગયું છે. મને લાગે છે કે આખા યદુકૂળનો સંહાર થયો છે. દિવસે પ્રભાસતીર્થમાં કેવો ઉત્સવ ચાલી રહ્યો હતો અને રાતમાં જ આ મહા અનર્થ ઉતરી પડયો ! પરસ્પરના દ્વેષે કૂળનો નાશ કર્યો. સુખને સ્થળે શોક, મંગલને સ્થળે અમંગલ અને અમૃતને સ્થાને વિષ પથરાઈ રહ્યું છે. રંગમહેલનું સ્મશાન થયું અને કુંજવનમાં દાવાનળ સળગ્યો. હાય હાય ! કૃષ્ણ, શી તારી લીલા ! ફૂલ ગયાં ફળ ગયાં, કુમળાં પાન ખરી પડયાં, અને મને–ઝાડના બળી ગએલા થડને–પાછળ શું કરવા રાખ્યો ? ”

કૃષ્ણ—“ તારી લીલા હજી બાકી રહી છે. ભરતખંડમાં તેનો અંકુર માત્ર ફૂટયો છે. વૃંદાવનમાં, મથુરામાં, દ્વારિકામાં તારા વૈરાગ્યની, સામર્થ્યની, સરલતાની અને પ્રેમસાગરની ક્રીડાનો આરંભ જ હમણાં થયો છે. તારી એ મહાક્રીડા નવીન ક્ષેત્રમાં થવાની છે. આ ભરતખંડ એ કાંઈ આખું જગત્ નથી, તેમ સમુદ્ર એ જગત્‌ની સીમા નથી. સમુદ્રને સામે કાંઠે મોટા મોટા પ્રદેશો અને અનેક રાજ્યો છે. તેમાં વિવિધ જાતિના અને વિવિધ પ્રકારના વેષ ધારણ કરનારા લોકો રહે છે. તેમની આગળ ભરતખંડની પ્રજા એક અંશ

બરાબર છે. ભરતખંડ તો પૃથ્વીનો એક નાનકડો ભાગ છે. એ સર્વપ્રદેશ અને તેમાંના લોકો હજી જંગલી સ્થિતિમાં છે. તેમનામાં હજી જ્ઞાનના પ્રકાશનો પ્રવેશ થયો નથી, કળાકાશલ્યનું સૌન્દર્ય નથી, વેપાર ધંધાથી પ્રાપ્ત થતું સુખ તેમને મળ્યું નથી, તેમજ ધર્મથી મળતું સાંત્વન પણ મળ્યું નથી. પૃથ્વીનો દેહ અરણ્યવત્ છે ને માણુસોનો દેહ જડવત્ છે. શિલા થએલી અહલ્યા એ માત્ર કવિની કલ્પના જ નથી. ભરતખંડ એ પૃથ્વી ઉપરનું સ્વર્ગ, પૃથ્વીનું હૃદય, મનુષ્યોનું શીર અને જ્ઞાનનું પિયેર છે. આ હૃદયમાં જે શકિત, આ શિરોભાગમાં જે ધર્મ સ્થાપિત થયો છે, તે વિજયવંતી શકિત અને ધર્મનો પુણ્યપ્રકાશ લઈ તું દેશદેશાન્તર જા. સૌરાષ્ટ્રના તીર ઉપર વહાણો તૈયાર છે. યદુકૂળના સાત્વિક પુરુષો પ્રવાસ માટે તૈયાર થઈ તારી રાહ જુએ છે. પૃથ્વીનો ઉદ્ધાર કરવા માટે મહાયાત્રા કર. ભરતખંડમાંની મારી લીલા સમ્પૂર્ણ થઈ છે. આજથી સાતમે દિવસે દ્વારિકા સમુદ્રમાં બુડી જશે. તારા પગના સ્પર્શવડે શિલા થએલી અહલ્યા પ્રમાણે પૃથ્વીનો અને માનવજાતિનો ઉદ્ધાર થશે. અરણ્યો હશે ત્યાં રાષ્ટ્રો થશે, પશુ સ્થિતિમાંનાં માણસો સુધરી દેવ જેવાં થશે. જગતના ઈતિહાસમાં, જગતના પુષ્પપાત્રમાં હરિકૂળ અને હરિકુલેશની પૂજા થશે. જો, સમુદ્રના હૃદય ઉપર નૃત્ય કરતાં વહાણો પોતાના શઢ ફફડાવી તને બોલાવે છે. તારા હાથે મનુષ્યોનો ઉદ્ધાર થાય માટે મહાસાગર પણ ઘુઘવાટ કરી તને બોલાવે છે."

વાસુકીની શોધ માટે નાગરાજનું સૈન્ય ફરતું હતું. નારાયણે તેને અટકાવી કહ્યું, "વાસુકીનું અહીંનું કાર્ય સમાપ્ત થયું છે. તમારૂં નવીન કાર્યસ્થળ* સમુદ્રના સામે કીનારે છે. આ શ્વેત-

* આ પ્રસંગને અને પ્રભાસકાવ્યના ૧૨ મા સર્ગમાં જાણુ-

વર્ણું અને મહાબલવાન્ એવો નાગનો નવીન રાજા છે. આર્ય અને અનાર્ય સાથે મળી ગાન કરતાં તેમની પાછળ પાછળ જાઓ. ”

---

વેલા પાંડવોના પ્રસ્થાનને ઉદ્દેશીને પ્રભાસ કાવ્યના પ્રકાશકે બે લાંબી ટીપો આપી છે. તેમાંના મુખ્ય મુદ્દા અહીં સારાંશ રૂપે આપીએ છીએ. મહાભારતમાં છેવટે આ બે બાબતોનો ઉલ્લેખ છે:—

( ૧ ) ‘બલરામનો આત્મા સર્પ રૂપે પ્રભાસ સમુદ્ર તરફ ગયો. મધુસૂદન નિર્જન વનમાં ગયો, અને તેણે જોયું કે બલદેવ યોગાસને બેઠા છે અને તેના મુખમાંથી એક મોટો ધોળો સાપ નીકળે છે. એ સાપ બહાર નીકળી સમુદ્ર તરફ અતિ વેગથી ચાલ્યો ત્યારે સાગર, નદીઓ, જલપતિ વરૂણ, તેમજ કર્કોટક, વાસુકી વગેરે નાગ તેની સામે ગયા અને તેની પૂજા કરી.’

—( **મહાભારત**: મૌસલ પર્વ: અધ્યાય ૪.)

આ રૂપક હોવું જોઈએ અને બલરામે નાગના સૈન્ય સાથે સમુદ્ર-યાત્રા કરી એવો તેનો અર્થ હોવો જોઇએ.

( ૨ ) પાંડવો એક કુકકુરસહ ( યદુકૂળની કુકકુરશાખાસહ ) અસંખ્ય દેશ, નદીઓ અને સાગર વટાવી લાલસમુદ્રના કિનારે અને ખારાસમુદ્રના ઉત્તર કિનારે આવ્યા. પછી ક્રમે ક્રમે અસંખ્ય દેશ, નદીઓ અને સાગર વટાવી લાલસમુદ્રના કિનારે તેઓ આવ્યા...... ત્યાંથી દક્ષિણ તરફ વળી ખારાસમુદ્રના ઉત્તર કિનારે થઈ દક્ષિણ તરફ વળ્યા.’—( મહાપ્રસ્થાનિક પર્વ: અધ્યાય ૧. )

ગ્રીક ઇતિહાસમાંથી જણાય છે કે, પૂર્વ તરફથી જળમાર્ગે હેરે-કુલાયડી અને હર્ક્યુલીસ ગ્રીસ દેશમાં આવ્યા. શ્રીકૃષ્ણના વંશનું નામ હરિવંશ, તેના કૂળનું નામ હરિકૂળ, અને એ કૂળનો અધિપતિ બલ-રામ એ હરિકુલેશ (=ગ્રીક હર્ક્યુલીસ ).

Arrian notrces the similarity of the Theban

# પ્રકરણ ૧૦ મું.

## પ્રાયશ્ચિત.

રાત્રિના ઘોર અંધારામાં દ્વારિકાના રસ્તે પુરદોડથી એ ઘોડે-સ્વાર જતા હતા. તેમાંનો એક ઘોડાને એકદમ ઉભો રાખી બોલ્યો,

---

and the Hindu Herculos, and cites as authority the ambassador of Seleucus, Megasthenes, who says 'He uses the same habit with the Theban; and is particularly worshipped by the Saraseni, who have two great cities belodging to them viz Methoras ( Mathura ) and Clisoboras.

Diodorus has the same legend with some variety. He says 'Hercules wos born among the Indians' * * * * ( Hari-cul-es lord of the race ( Cula ) of Hari, of which the Greke might have made the compound Hercules. Might not a colony after the Great war have migrated westward ? The period of the return of the Heraclidae the decendants of Atreas ( Atri is yrogenitor of Hari-cula ) would answer it was about half century after the great war. "

*Tod' s Rajsthan: Chapter 2* footnote.

"દેવી સુભદ્રા, આ હાહાકાર શેનો સંભળાય છે? મને કોઈ બોલાવે છે? અવાજ કૃષ્ણનો જ જણાય છે."

સુભદ્રા પોતાના ઘોડા ઉપર સ્તબ્ધ અને સ્થિર બેઠી હતી. સર્વત્ર શાન્તિ પથરાઈ રહી હતી. કોઇક કોઇક પક્ષી નિદ્રાભંગ થવાથી બોલી શાન્તિનો ભંગ કરતાં હતાં. પોતાને ભ્રમ થયાનું લાગતાં અર્જુને ઘોડાને પ્રથમના વેગે દોડાવી મુક્યો. પરંતુ થોડેક આગળ જઇ વળી ઘોડાને ધીમો પાડી તેણે કહ્યું, "નહિ નહિ, સુભદ્રા, આ ભ્રમ નથી. ખરેખર મને કૃષ્ણ બોલાવે છે. આ ભયંકર મહાવન અંધકાર વડે વ્યાપ્ત થઈ ગયુ છે. મને લાગે છે કે જગત્ ઉપર કંઈક ભારે સંકટ આવી પડયું છે. કોઇ પ્રકારના અનિર્વચનીય એવા મહાન્ શોકવડે મારૂં હૃદયજગત્ ક્ષુબ્ધ થઈ જાય છે. મને જ્યાં ત્યાં અંધકાર જણાય છે, સર્વ શુન્યકાર ભાસે છે. મારા શરીરમાં-હૃદયમાં-શક્તિ બીલકુલ રહી નથી. સ્વપ્ન, છાયા અને અંધકાર એ સિવાય બીજું કાંઇ જ મને ભાસતું નથી."

દેવી સુભદ્રા શાન્ત સ્વરે બોલી, "આપ આમ શોકગ્રસ્ત ન થાઓ. યાદવોનાં અનાથ બાળકો અને સ્ત્રીઓનું રક્ષણ કરવાનું સર્વાંશે આપની ઉપર જ છે."

---

યહુદી લોકોના ઇાતહાસમાંથી મળી આવે છે કે, કેટલાક ઇશ્વર-પ્રિય લોકો ઇશ્વરની આજ્ઞાથી, મુકરર કરેલા દેશની શોધ કરતા પૂર્વ તરફથી ફરતા હતા.

1 "Now the Lord had said unto Abram, Get out of thy Country, and from the Kindred, from thy father's house, into a land that I will shew thee.

2 And I will make of thee a great nation, and I will bless thee, and make thy name great and thou shalt be a blessing.

અર્જુન—"શોક! સુભદ્રા આ જીવનમાં શોક તો મેં બે વખત જ અનુભવ્યો છે. બે વજ્રાઘાતથી બે વખત—બે ક્ષેત્રમાં મારૂં હૃદય વિદીર્ણ થયું છે. કુરૂક્ષેત્રમાં વહાલો બલવીર અભિમન્યુ મરણશય્યા ઉપર સૂતો ત્યારે અને આશ્રમમાં સાધ્વી ઉત્તરા મહાશય્યાગત થઈ ત્યારે. પોતાના અનાથ બાળકને સમર્પણ કરી તેણે રોતાં રોતાં આપણને કહેલું કે, 'અશ્રુજલવડે અને આ પવિત્ર ફૂલવડે ઉત્તરાની છેવટની પૂજાનો સ્વીકાર કરો. આપના અપાર પ્રેમ માટે હું આપની ઋણમુક્ત થઇ આજ કૃતાર્થ થઈ. વિમાનમાં બેસી મારા નાથ મને બોલાવે છે માટે આનન્દથી સત્વર રજા આપો. તમે જન્મોજન્મ મારા સાસુસસરા થાઓ, એવું મને વરદાન આપો.' આટલું બોલી તેણે બે હાથે આપણા ચરણ ચાંપી પોતાનો પ્રાણ છોડયો. મેં રોતાં રોતાં તેને ઉંચી કરી તારા ખોળામાં સુવાડી ત્યારે

4 So Abram departed * * and Abram was seventy and five yearsold when he departed out of Haran-"

*Cencsis, Chapt.* XII.

લાલ સમુદ્રના પૂર્વ કાંઠે મહંમદની લીલાભૂમિ અરબસ્તાન, અને ખારા અથવા ભૂમધ્ય સમુદ્રના પૂર્વકાંઠે ખ્રિસ્તની લીલાભૂમિ જુડિયા અને ઉત્તરકાંઠે ગ્રીસ દેશ. યદુ અને યાહુદીની પેઠે કૃષ્ણ અને ખ્રિસ્ત એ શબ્દોમાં ઘણું સાદૃશ્ય છે. (બંગાળામાં કૃષ્ણ શબ્દનો ઉચ્ચાર ક્રિષ્ટો અથવા ખ્રિસ્ટો એવો કરે છે) હિંસ્તાનમાંના અઘોરી સંન્યાસી જેવા એક મહાપુરુષે ખ્રિસ્ત જન્મશે એવું ભવિષ્ય પૂર્વે ભાખ્યું હતું. તે જ પ્રમાણે ગ્રીસ દેશમાં અથવા યાહુદી લોકોમાં ચાલતી મૂર્તિપૂજાને મળતી જ હતી. આ અને આના જેવી બીજી બાબતો ઉપરથી વિદ્વાન લોકો કંઈ નવીન અનુમાન કાઢી શકશે ખરા?

તેના અધરમાં મધુરૂં હાસ્ય રમી રહ્યું હતું. અનાથ થયા પછીનું તેનું આ પ્રથમ જ હાસ્ય હતું. આ બે શોકકારક પ્રસંગોનું સ્મરણ મારા હૃદયમાં અહોનિશ જાગૃત છે. કૃષ્ણનું મહાવાક્ય, ગીતાની સાન્ત્વના, મારી સહિષ્ણુતા: એ સર્વ આ શોકને લીધે ક્યાંના ક્યાં જતાં રહ્યાં! પરંતુ દેવી સુભદ્રા, હાલનો પ્રસંગ તેનાથી કંઇક જુદો જ લાગે છે. પ્રભાસમાં થતા ઉત્સવની વાત સાંભળી આપણે અહીં આવવા નીકળ્યાં, પરંતુ યાદવોના નાશની ભયંકર હકીકત સાંભળી ત્યારથી મારા જીવને બીલકુલ ચેન પડતું નથી. એ વખતથી મારી આંખમાંથી આંસુનું એક ટીપું પણ પડયું નથી. મારૂં હૃદય શુષ્ક થઇ ગયું છે ને આંખો સુકાઇ ગઇ છે. સુભદ્રા, યાદવોનો નાશ થયો, ચરાચરનો નાશ થયો, તોપણ તે માટે મને કંઇ લાગતું નથી. પરંતુ કૃષ્ણ મારો પ્રાણસખા કુશળ છે ને? તેનાં ચરણ એક વખત હું મારી છાતી સાથે ચાંપવા ભાગ્યશાળી થઇશ એટલે મારો સર્વ શોક નાશ પામશે."

સુભદ્રા—"પ્રાણનાથ, આપને આ શું ભ્રાન્તિ થઇ છે? જેનાથી આખા જગતનું-સર્વ પ્રાણી માત્રનું મંગલ થાય તેનું અમંગલ થવાનો સંભવ પણ કેમ માની શકાય? મંગલ અને અમંગલ, સુખ અને દુ:ખ, જન્મ અને મૃત્યુ, શોક અને શાન્તિ એ સર્વ માત્ર તેની જ લીલા છે, તે જાતે અનન્ત, મંગલપૂર્ણ છે. આ જગતમાં અમંગલ ન હોત તો મંગલનું જ્ઞાન આપણને કેમ થાત? દુ:ખ ન હોત તો સુખનું જ્ઞાન થાત કે? મૃત્યુ ન હોત તો જીવનનો ભાર આપણાથી સહન થઇ શકયો હોત? પોતાના નીતિચક્રવડે આ વિશ્વનું પાલન કરવાનો ભાર તેની જ ઉપર છે. આપણો અધિકાર તો માત્ર આપણને સોંપાએલાં કામ યોગ્ય રીતે કરવાં એટલો જ છે. આપણા હૃદયમાં જ્યાં સુધી પ્રેમ અને ભક્તિ જાગૃત છે ત્યાં સુધી તેના ચરણકમલનો તેમાં વાસ રહેશે જ. તેનું અધિષ્ઠાન પ્રેમમાં છે. પ્રેમરૂપ વૃંદાવન પ્રેમમય ભગવાનનું નિવાસસ્થાન છે."

અર્જુનના હૃદયમાં ફરી ધીમે ધીમે પ્રકાશ પડવા લાગ્યો. કર્તવ્યનો માર્ગ દષ્ટિગોચર થવા લાગ્યો. ઘોડા ફરી પુરજોસથી દોડવા લાગ્યા. સવાર થતાં અરણ્ય વટાવી તેઓ પ્રભાસતીર્થ પાસે આવી પહોંચ્યાં. એટલામાં કર્કશ સ્વરે ચીસો પડતી સાંભળવામાં આવી. તેમના ઘોડા એકદમ અટક્યા, અને જે દિશાએથી આર્ત શબ્દ આવતો હતો તે તરફ વળ્યા. પાસે જઇ જુએ છે તો એક ઋષિ તેમની દષ્ટિએ પડયા. ઋષિની છાતી ઉપર મોટી શિલા પડી હતી, અને મ્હોં વાંકુંચુંકું કરી ઉંડો શ્વાસ લેતા ઋષિ પડયા હતા. પાર્થ અને સુભદ્રા એકદમ નીચે ઉતર્યાં. અર્જુને ઋષિની છાતી ઉપરની શિલા ઉતારી લીધી. ઋષિએ આમ તેમ જોઇ વિકૃત વદને બૂમ પાડી, "ઓ આવ્યું ! ઓ ચક્ર આવ્યું ! હું કયાં જાઉં ? તરસથી મારા પ્રાણ નીકળી જાય છે !"

દેવી સુભદ્રાએ દોડતાં દોડતાં જઇ પાસેના એક ઝરામાંથી ઠંડું પાણી આણ્યું અને તરસથી વ્યાકૂળ થએલા ઋષિના મ્હોંમાં રેડયું. પાણી પીઇને કિંચિત્ સાવધ થયા પછી ઋષિ વધારે વિકૃત મ્હોંએ ગર્જના કરી બોલ્યા, "કોણ છો રે તમે પાપી જનો ? સુભદ્રા અને અર્જુન ? દુષ્ટો, દૂર ખસો ! જેના અભિશાપવડે કુરુકુલ અને યદુકુલ ભસ્મિભૂત થયાં એ દુર્વાસાને તમે નથી ઓળખતા ? દૂર ખસો ! દૂર ખસો ! ! અરે તરસથી મારો જીવ જાય છે !"

ઋષિનું મસ્તક પોતાના ખોળામાં લઇ સુભદ્રાએ તેના વિકૃત વદનમાં ટાઢું પાણી રેડયું. ઋષિ ફરી ક્રોધ કરી બોલ્યા, "પાપિણી, દૂર થા, દૂર થા, નહિ તો શાપાગ્નિવડે હું આ ક્ષણેજ તને ભસ્મ કરી દઇશ."

દેવી સુભદ્રા કરુણ-શાન્ત સ્વરે બોલી, "અમને ભસ્મ કરવાની આપની ઇચ્છા હોય તો ભલે તેમ કરો; પરંતુ આપને અહીં આવી સ્થિતિમાં છોડીને કેમ જવાય ? પ્રભુ, તારા ચરણની સેવા કરવા અ-

મને બળ આપ. શાન્ત થાઓ, સ્થિર થાઓ. શ્રી કૃષ્ણના મંગલ નામનું સ્મરણ કરો એટલે શાન્તિ થશે.”

દુર્વાસા ક્રોધથી ગર્જના કરી બોલ્યા, “ તું એ પાપીની બહેન અને આ તારો પતિ ! તમે મારી સેવા કરશો ? મારા પવિત્ર શરીરને તમે સ્પર્શ કરશો ? છેટે ખસો છેટે ! મહર્ષિ દુર્વાસા એ પાપનામ કદી લેશે ? ” તિરસ્કારયુક્ત હાસ્ય કરતા દુર્વાસા બોલ્યા, “ યોગાનલવડે પર્વતને ભેદી અગ્નિ વરસાવનાર અને એ પાપીના કૂળને ભસ્મ કરનાર મહર્ષિ દુર્વાસા એ પાપી નામ કદી લે કે ? દુષ્ટ, દૂર થા. યોગાનલવડે એ પાપી ભસ્મ થયો હોય અથવા અનાર્યોના શસ્ત્રોવડે વિંધાયો હોય તો કહે એટલે મારા જીવને શાન્તિ અને સ્થિરતા થાય. મારો અભિશાપ ફળીભૂત થયો એમ કહે. દેવદૂતોનો મહાશત્રુ, એ પાપી મરણ પામી નરકમાં ગયો અને તેનું ધર્મરાજ્ય રસાતાળ ગયું, એમ કહે ! પતિત થએલા શત્રુને લાત મારવાનો યોગ ન મળ્યો તેથી મને બહુ ખેદ થાય છે ! ”

“ઓ પેલું આવ્યું ! આવ્યું !! ” દુર્વાસા ફરી ભયંકર ચીસ પાડી બોલવા લાગ્યા, “ ભયંકર જ્વાલામય સુદર્શન ચક્ર આ આવ્યું ! હવે હું ક્યાં જાઉં ? વૈદિક દેવને માનનારા એકેએક રાજા પાસે હું ગયો, પણ એ ધર્મભ્રષ્ટોમાંના કોઇએ મને આશ્રય ન આપ્યો એ સર્વના મુખમાં એનું એજ પાપનામ ! આખું જગત્ એ પાપનામે વ્યાપ્ત થઇ ગયું છે ! વિધર્મી લોકો પાસે ગયો તો તેમણે પણ મને આશ્રય ન આપ્યો. પૃથ્વી ઉપર બધે અધર્મ ફેલાઇ ગયો છે. હું વૈદિક દેવતાઓ પાસે જઇ આશ્રય માગીશ. ચન્દ્રલોકમાં જઇશ. શું આ ચન્દ્રલોક ? ચન્દ્ર ક્યાં છે ? તેની સ્ત્રી રોહિણી ક્યાં છે ? જ્યોત્સ્ના ક્યાં છે ? હું આ શું જોઉં છું ? આ ચન્દ્રલોકમાં પૃથ્વી ચન્દ્ર પ્રમાણે શોભી રહી છે. તેની ચાંદની કેવી શીતળ હોય ! અને આ ચન્દ્રલોક તો રૂક્ષ શિલામય છે. જ્યાં ત્યાં જ્વાલામુખી પર્વતમાંથી નીકળેલા

પત્થરા પડ્યા છે. પત્થર ઉપર પત્થર અને તેની ઉપર પત્થર ! અહીં નથી વૃક્ષ, નથી પાણી. સૂર્યના પ્રખર તાપથી બધું ધગધગી રહ્યું છે. મારો જીવ જાય છે. ક્યાં જાઉં ! તૃષા ! તૃષા ! ”

સુભદ્રાએ ફરી તેના મ્હોમાં પાણી રેડ્યું. વિસ્મિત થએલો અર્જુન ધનુષ્યને ટેકી પાસે જ ઉભો હતો. કરુણામય સુભદ્રા દુર્વાસાનું મસ્તક ખોળામાં લઇ બેઠી હતી. ‘ એ આવ્યું, એ આવ્યું ’ એમ કહી દુર્વાસાએ વળી ભયંકર ચીસ પાડી, અને ફરી ગાંડાની પેઠે બડબડવા લાગ્યા, “ હું સૂર્યલોકમાં જાઉં છું. ધ્વાન્તારિ, પાપઘ્ન આદિત્ય ક્યાં છે ? અગ્નિ ! અગ્નિ ! ચોતરફ ભયંકર અગ્નિ પ્રસરી રહ્યો છે ! અનન્ત—અગાધ એવો આ અગ્નિનો મહાસાગર જ જણાય છે ! અગ્નિનાં મોટાં પર્વત જેવાં મોજાં ચડી આવે છે અને એક બીજા ઉપર અફળાઇ ઘનઘોર ગર્જના કરે છે. આ ગર્જના આગળ ઘોર વજ્રનાદ પણ શા હિસાબમાં ? કેવો ભયંકર દેખાવ ! આ અગ્નિમંડલમાં હું કેવી રીતે જાઉં ? પૃથ્વી તો આની આગળ એક નાનકડા દડા જેવી ભાસે છે ! સૂર્યની આ ઉષ્ણતા આગળ ઉનાળાની ગરમી તો બરફ જેવી લાગે છે ! શો તાપ ! લોહી, માંસ અને મજ્જા સર્વ બળી જાય છે. પાણી ! પાણી ! ”

યાતનાથી ઋષિનું વદન વધારે વિકૃત થયું. તેમનું આખું શરીર વિકલ થઇ ગયું. સુભદ્રાનું દયાળુ હૃદય કરુણાથી અત્યંત નરમ થઇ ગયું. તેની આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી. તેણે કહ્યું, “ કૃષ્ણનામ લ્યો એટલે તમારા જીવને શાન્તિ થશે. ”

દુર્વાસા બોલ્યા, “ દૂર ખસ ! ફરી ફરી એ પાપીનું નામ સંભળાવી મારા કાન અપવિત્ર ન કર. પાપિણી, તે વ્યભિચારી, દુષ્ટનું નામ મહર્ષિ દુર્વાસા લેશે કે ? પવિત્ર સ્વર્ગ નરકનું નામ કદીએ લેશે કે ? એ વિધર્મીનું ભયંકર ચક્ર આવી શરીરના ઝીણા ઝીણા ટુકડા કરી નાંખે કે શરીર વિંધી નાખે તોપણ દુર્વાસા એ નામ નહિ લે.

એ આવ્યું ! આવ્યું ! કેવું ભયંકર ચક્ર ? કેવું ફરે છે ને ગર્જના કરે છે ? હું ક્યાં જાઉં ? વેદમાંના દેવતા ક્યાં છે ? ઇન્દ્ર, રૂદ્ર, વરૂણ એ સર્વ ક્યાં છે ? શો ચમત્કાર ! આકાશના નીલગર્ભમાં અનન્ત સૂર્યાગ્નિના ગોલક ફરી રહ્યા છે. સૂર્યની આસપાસ ગ્રહો ફરે છે. ગ્રહોની આસપાસ ઉપગ્રહો ફરે છે. અચિન્ત્ય શકિતવડે અને કૌશલ્યથી અન્તરીક્ષમાં એમનું ભ્રમણ ચાલી રહ્યું છે. અહીં અસંખ્ય જગત્ છે, અને તેની ઉપર વિચિત્ર પ્રકારની કેટલી બધી સૃષ્ટિઓ છે ! ભૂલોકના કરતાં આ દેવલોક કેવો શોભામય, શાન્તિમય અને ચિદાનન્દમય છે. તેમજ મનુષ્યો કરતાં આ પુણ્યાત્માઓ કેવા શોભામય, શાન્તિમય અને ચિદાનન્દમય છે. વૈદિક દેવતા ક્યાં છે ? હું કોનો આશ્રય લઉં? આજ મને કોણ આશ્રય આપશે ? એ ચક્ર આવ્યું ! એ આવ્યું ! ”

દુર્વાસાએ ફરી બીકથી ભયંકર ચીસ પાડી. કરુણામૂર્તિ સુભદ્રાએ પોતાના હાથ ઋષિના વિકૃત અને ભયગ્રસ્ત મ્હોં ઉપર ફેરવ્યા. ઋષિના મ્હોંની વિકૃતિ એકદમ મટી ગઈ. અજાયબ થઈ તે બોલ્યા, “ શો ચમત્કાર ! આ વિરાટ પુરૂષનું નીલમણિમય શરીર દ્યુલોક, ભૂલોક અને અનન્ત આકાશ એ સર્વને વ્યાપી રહ્યું છે. ગ્રહ, ઉપગ્રહ, ચન્દ્ર, સૂર્ય, ધૂમકેતુ એ સર્વ એ વિરાટ સ્વરૂપમાં ભ્રમણ કરે છે. મહાસાગર-માંના પરપોટા પ્રમાણે તે ઉત્પન્ન થઇ એ શરીરમાં લીન થઇ જાય છે. જે નિત્ય, સત્ય, અવ્યય, અને અક્ષય છે તે વિશ્વરૂપ આ જ કે શું ? અનંત સૃષ્ટિનો સ્રષ્ટા, નીતિનો નિયન્તા, એક અને અદ્વિતીય તે આ જ ! વૈદિક દેવતા એ જુદી જુદી શક્તિનાં નામ માત્ર છે. ત્યારે શું નવીન ધર્મ ખરો છે ? શું ખરેખર આ વિશ્વરૂપ સત્ય છે ? ના રે ના, દુર્વાસા એ કદી ખરૂં માનશે નહિ. ”

સુભદ્રાદેવીએ ફરી તેના મ્હોં ઉપર હાથ ફેરવ્યો. દુર્વાસા વિસ્મયથી બોલ્યા, “ ઓહો, શો ચમત્કાર ! એ વિરાટ પુરૂષનું રૂપાન્તર થઈ ગયું. માથે મુકુટ શોભી રહ્યો છે, હાથમાં શંખ અને ચક્ર ધારણ

કર્યાં છે, શરીર તો નીલવર્ણ છે. હે મહા યોગીશ્વર! મહાદેવ! તમે કોણ? દુર્વાસા પોતાના હૃદયમાં તમને સ્થાન આપશે નહિ, પરંતુ તમે તેના હૃદયમાં પ્રવેશ કર્યો જ! તમે કોણ? કૃ—ષ્ણ?"

સુભદ્રા અને અર્જુને મધુરસ્વરે કૃષ્ણનામનું ગાન કર્યું. એજ મધુર નામનો ઉચ્ચાર કરતાં દુર્વાસાનું વિકૃત વદન શાન્ત અને સ્થિર થયું. ઋષિનું પ્રાયશ્ચિત્ત પૂરૂં થયું. ઋષિ પાપમુક્ત થઈ અક્ષય શાન્ત ધામે ગયા.

---

# પ્રકરણ ૧૧ મું.

## ભવિષ્ય.

### ( શ્રી કૃષ્ણ સ્વધામે ગયા પછીનું. )

શિષ્યા શૈલજાએ વ્યાસને પૂછયું, "નાગસેનાપતિ તક્ષકે યાદવોની સ્ત્રીઓનું હરણ કર્યું એવું મેં સાંભળ્યું છે. આ ઘોર પાપનું પરિણામ શું થશે એ કલ્પી શકાતું નથી. કદાચ આર્ય અને અનાર્ય વચ્ચે ફરી સંગ્રામ થશે, અને અનાર્યોનો પૂર્વ પ્રમાણે છલ થઈ તેમના નાશની શરૂઆત થશે. શું ધર્મરાજ્ય મનુષ્યના લોહીથી ફરી દૂષિત થશે? આ પ્રેમ, આ શાન્તિ, તેમજ આર્ય અને અનાર્યોનું આ સમ્મિલન, એ સર્વ સ્વપ્નવત્ થશે કે શું?"

વ્યાસે સ્થિર નેત્રે શૈલજા તરફ જોયું. શૈલજાની દૃષ્ટિ પણ શૂન્યવત્ અને સ્થિર થઈ. પાષાણમૂર્તિ પ્રમાણે તે યોગસ્થ થઈ ગઈ હતી. વ્યાસે તેને કહ્યું, "બેટા, ભવિષ્યે બનનાર બનાવોનું બરાબર અવલોકન કર, અને શું દેખાય છે તે કહે."

શૈલજાએ કહ્યું, "દેખાવ બહુ જ ભયંકર છે. દારૂણ સમરાગ્નિ સળગવા લાગ્યો છે. તક્ષકે કરેલા પાપવડે, યજ્ઞાનલમાં પતંગીઆં બળી

જાય તેમ, નાગજાતિનો નાશ થતો જાય છે. રહેલા નાગ આસ્તિક-ઋષિને શરણે જવાથી, સત્રાદ થઈ નાગોના યજ્ઞનો અગ્નિ શાન્ત થઇ ગયો છે, અને કૃષ્ણના પ્રેમથી આર્ય અને અનાર્યોનું પૂર્ણ સમ્મિલન થયું છે. કુરૂક્ષેત્રમાં જે ધર્મના શુકૂલપક્ષનો આરંભ થયો તે ધર્મની શાન્તિમય પૂર્ણિમા દેખાય છે. કૃષ્ણ રૂપ પૂર્ણચન્દ્ર મધ્યાકાશ-માં વિરાજમાન થયો છે. ભારતવાસી જનોની નસોમાં આર્ય—અનાર્યોનું મિશ્ર લોહી વહે છે, અને તે પૂર્ણિમાની ચાંદનીમાં શાન્ત હૃદયે ઉન્નતિના માર્ગે જાય છે. અરેરે! ફરી અધર્મનો મેઘ ચન્દ્રને ગળવા લાગ્યો. લોકો યજ્ઞયાગ કરવામાં ગુંથાયા, ધર્મનું સ્થાન સ્વાર્થે પડાવી લીધું. ફરી પ્રાણીઓના લોહીથી પૃથ્વી દૂષિત થઇ અને યજ્ઞની ધુણીથી આકાશ છવાઈ રહ્યું. સ્વાર્થના કુરૂક્ષેત્રમાં વિગ્રહાનલની જ્વાળાના ભડકા દેખાય છે. ભારતવર્ષમાંનો મહાધર્મ અને મહારાજ્ય સ્વપ્નવત્ થઇ જતાં લાગે છે." એક ક્ષણ મૌન રહી શૈલજા બોલવા લાગી, "અહાહા! હિમાલય પર્વતની તળેટીમાં ભગવાને [1]રાજર્ષિરૂપે ધર્મોદ્ધાર કરવા સારૂ ફરી અવતાર લીધો છે. વિગ્રહાનલ થંડો પડવા લાગ્યો છે, યજ્ઞયાગ બંધ થઇ, મુંગા પ્રાણીના લોહીના પ્રવાહને બદલે કરુણારસનો પ્રવાહ વહેવા લાગ્યો છે; અને તે એકલા ભરતખંડમાં જ નહિ પણ બીજા દેશોમાં પણ વહી, અનેક પતિત જાતિ અને દેશોનો ઉદ્ધાર કરતો જણાય છે. આ પ્રવાહથી લોકોને ચિરકાલિક શાન્તિ-સુખનો લાભ થતો હોઈ પૃથ્વી શાન્ત સ્વર્ગના જેવી ભાસે છે. પણ કાલાન્તરે અને સ્થલાન્તરે આ એક પ્રવાહનું મૂળ સ્વરૂપ બદલાઈ જઇ હવે તે હતું નહતું થઇ ગયું છે. ફરી દૂરના કીનારા ઉપર, નવીન યદુકુલમાં અદ્યાપી જંગલી સ્થિતિમાંની પૃથ્વીના પશ્ચિમાર્ધમાંના નવીન યદુસ્થાનમાં શાન્તિરસનો અવતાર[2] થયો છે; અને એ પશુ-

૧. ગૌતમ બુદ્ધ. ૨. ઇસુ ખ્રિસ્ત.

ભૂમિનો ઉદ્ધાર કરવામાટે આત્મબલિદાન દઇ પોતાનું દેવત્વ પ્રગટ કરે છે. પરંતુ એ કરુણા મેઘના પ્રવાહથી પણ મનુષ્યરૂપી મરૂભૂમિ ભીંજાઇ નથી, અથવા પશુત્વરૂપ પાષાણને પાનો ચડયો જણાતો નથી. તેટલાજ માટે કે શું, ફરી લાલસમુદ્રના કીનારે-ધનંજયરૂપે સખ્યરસનો નવીન અવતાર[1] થાય છે. હાય! હાય! ફરી પૃથ્વી ઉપર ભારતી યુદ્ધની ધમાલ શરૂ થઈ હિન્દુસ્થાનમાં પણ તેનો સંચાર થયો છે. ભરતખંડ પોતપોતાનામાંની લડાઇઓથી જર્જરિત થઈ, ધર્મહીન અને નિઃસત્વ થયું છે. પરંતુ અહાહા! એટલામાં ગંગાતીરે નવીન વૃંદાવનમાં પ્રેમના અવતારરૂપ ગૌરાંગપ્રભુનાં[2] દર્શન થાય છે. વાહ, શું કહું! ભારતભૂમિ મધુર પ્રેમરસમાં નિમગ્ન થઇ ગઇ છે. પ્રેમસાગરમાં ભરતી આવી મોટાં મોટાં મોઝાં ઉછળી રહ્યાં છે. કાળા કૃષ્ણે હવે ગૌરવર્ણ ધારણ કર્યો છે. તેણે પિતાંબરને બદલે જીર્ણવસ્ત્ર પહેર્યું છે, અને હાથમાં વેણુને બદલે સંન્યાસીનો દંડ ધારણ કર્યો છે. શરીરે ચંદનને બદલે વિભૂતિ લગાડી, પ્રેમવિવશ થઈ હાથ ઉંચા કરી હરિનામનું સંકીર્તન કરતો તે નાચી રહ્યો છે. મનુષ્યો હરિનામનાં કીર્તન કરી રહ્યાં છે. પવિત્ર ભાગીરથી પણ તે જ નામનો ઘોષ કરતી સમુદ્ર તરફ ત્વરિત ગતિએ જાય છે. પશુ પક્ષીઓ તેનું જ પુણ્ય નામનું ગાન કરી રહ્યાં છે. સમસ્ત લોક ભક્તિરસના મહાસાગરમાં આનંદથી તરે છે.”




૧. હજરત મહંમદ. પેગંબર. ૨. ચૈતન્ય.